# દરદી

## મારૂં જીવન

તથા

## મારૂં ચિન્તન

લેખક

ગોપાળશંકર વેણીશંકર ભચેચ.

રીટાયર્ડ-ડે. કલેક્ટર અને દીવાન (જામનગર).

પ્રથમ આવૃત્તિ.

| | |
|---|---|
| સંવત | સન |
| ૧૯૮૩. | ૧૯૨૭. |

અમદાવાદ.

કી. રૂા. ૧-૪-૦.

# પ્રસ્તાવના.

માઝું જીવન લખવામાં હું મારા વ્યતીત થએલા કાળનું જીવન જોઈ જવા ચાહુ છું. જીવનનો છેડો આવતો જણાતાં તે જોઈ જવા કોને મન ન થાય? પણ આ મારૂં જોઈ જવું માત્ર મારા ગત જીવનનું સ્મરણ તાજું કરવા માટે નથી. તેમાંથી સાર લેવા માટે છે. ગતમાંથી ભવિષ્ય જોવા માટે છે. અને બને તો તે સુધારવા માટે પણ છે. ભવિષ્ય તે આ ભવનું બાકી રહેલું ભવિષ્ય નહીં, પણ આવતા ભવનું.

૨. મારા જીવની લાંબી મુસાફરીમાં આ જીવન ફક્ત એક મુકામ છે, અને જેમ વર્તમાન તે ઘણે ભાગે ગત સંસ્કારોનું પરીણામ છે, તેમ ભવિષ્ય તે ઘણે ભાગે વર્તમાન સંસ્કારોનું પરીણામ થશે. મારા જીવનમાં ભવિષ્ય માટે કેવા સંસ્કારો પડયા અને તેમાં સુધારવા જેવાને સુધારવા હજી વખત છે ખરો? સુધારવા કોઈ વખત થોડો નથી. કારણ થોડા અને ઘણા વખતનો આધાર મનની ઉગ્રતા પર છે. ધર્મિષ્ટ રાજા પરીક્ષિતના આતુર થએલા મનને પોતાના કલ્યાણ સારૂ માત્ર સાત દીવસ બસ હતા. અને જ્ઞાની રાજા ખટવાંગને થોડી ક્ષણજ બસ હતી.

૩. આથી જણાશે કે મારૂં જીવન લખવામાં મારી દૃષ્ટિ મારા પોતાના પ્રત્યે છે. જગત પ્રત્યે નથી. અને તેથી તે છપાવી જગતની સમક્ષ મુકતાં મને મનમાં ઘણો સંકોચ રહે છે. ખરૂં જોતાં મારા જીવનમાં એવું અસાધારણ કાંઈ છે પણ નહીં કે જેથી તે જગ સમક્ષ મુકવાની કોટીમાં આવી શકે, તેમજ તે લખવામાં મારી દૃષ્ટી મારા પ્રત્યે હોવાથી હું વખતે આત્મશ્લાઘાના દોષમાં પણ આવી પડું.

૪. સાધારણ રીતે જીવન ચરિત્ર જીવનના અંત પછી અને બીજાને હાથે લખાય છે અને તે યથાર્થ છે. જીવનનો અંત આવ્યા

શિવાય તેની તુલના થવી મુશ્કેલ છે. "Praise the day when it is night." રાત પડે ત્યારે દીવસને વખાણ. ખમાખમા થઈ પસાર થએલી જીંદગી છેવટમાં રખડી ગઈ ક્યાં જોવામાં નથી આવતી? પુત્ર પૌત્રાંદિકના ધર સુતથી ટેળે વળાઈ બેડેલ પ્રાણી મરણ પથારી ઉપર તનહા પડેલ કયાં જોવામાં નથી આવતો? પાંચમાં પુછાએલો છેવટ ગાંડાની ઇસ્પીતાલમાં પુરાઈ દીવસ પુરા કરતો ક્યાં જોવામાં નથી આવતો? ખરેખર જીવનનો અંત આવ્યા શિવાય તેની એકંદર તુલના થવી મુશ્કેલ છે. વળી કહે છે કે મનુષ્યને પોતાનો વાંક અને વાંસો સૂઝતાં નથી. કાન તો પારકી માજ વીંધે અને બેશક જીવન બીજાને હાથે લખાયા શિવાય તેની તુલના અદલ રીતે થવી પણ મુશ્કેલ છે.

૫. જો હકીકત આમ છે તો મારૂં જીવન તેના અંત પહેલાં અને મારે હાથે લખવા હું શાથી પ્રેરાઉં છું? મેં ઉપર કહ્યું છે કે મારૂં જીવન હું મારે માટે લખું છું, સૃષ્ટિ માટે નહિં. તેમાંથી જાતે સાર લેવા લખું છું, સૃષ્ટિને સાર આપવા નહિં. અને એમ છે તેથીજ તે તેના અંત પહેલાં અને જાતે લખવા કારણ મળે છે. મારૂં જીવન મારે માટે લખવાનો સમય આજ છે પછીનો નથી.

૬. સૃષ્ટિની દૃષ્ટિ કરતાં મારી દૃષ્ટિથી મારૂં જીવન જોવામાં હું તેને ગૌરવ આપવા ચાહતો નથી. અગર તેની આ ભવની સફળતામાં પરભવની સફળતા જોવા ચાહતો નથી. સંસારની રંગભૂમી પર આવેલા માણસના જીવનની કિંમત સંસાર આંકી લે છે. હું મારા અલ્પ ગજા પ્રમાણે તે ભુમી પર આવી ગયો છું અને મારી કિંમત સંસારે આંકી લીધી છે અને મને તેથી સંતોષ છે. એટલુંજ નહીં પણ તે અંકાએલી કિંમતથી મારે મારી આ ભવની નિષ્ફળતા માનવા કારણ નથી. પરભવની સફળતા માટે આ ભવની નિષ્ફળતાજ હોવી જોઇએ એમ કાંઈ નથી. એકી વખતે બન્ને સફળતા સાધ્ય છે. અને જો કે

મારામાં એ એકીકરણ સરજીત નહોતું પણ મારૂં જીવન તેના અંકુરો વિનાનું પણ નહોતું. એજ અંકુરોને લઈ મારા જીવનમાં બાહ્યની સાથે સતત એક બીજી અંતરધારા વહ્યાં કરી છે અને તેને લઇ મારૂં જીવન મારી દૃષ્ટિથી જોવા મને જીજ્ઞાસા થઇ છે.

૭. સંસારની દૃષ્ટિનું કેન્દ્ર સંસારની ઉન્નતિ પર છે અને તેના સાધનરૂપ તેના ગુણો છે. સંસાર પારની દૃષ્ટિનું કેન્દ્ર સંસાર પારની ઉન્નતિ પર છે અને તેના સાધનરૂપ તેના પણ ગુણો છે. એ ઉન્નતિમાં એક ક્ષણભંગુર છે બીજી ચિરસ્થાયી છે. સંસારના ગુણો બહુધા સંસારીક ઉન્નતિની સફળતા ઉપર આધાર રાખે છે. જે ફાવ્યું તે ડાહ્યું. સંસારપારના ગુણો વિષે તેમ નથી. એક ગુણમાં સત્યનો ભાસ છે, બીજામાં સત્ય છે. એકમાં ગુણનો આધાર તેના પરિણામ ઉપર છે બીજામાં પરીણામનો આધાર તેના ગુણ પર છે. મને ભાસ કરતાં વસ્તુ વધારે પ્રિય છે. સંસારથી પર રહી મારા જીવનનું વહન પર રાખવું મને લખીત નહોતું. સંસારમાં રહી પર ન ભુલવું એટલું જ મારૂં લખીત હતું. મારે સોનાના ડુંગરમાંથી સોનું ખણી લેવાનું નિર્માણ નહોતું. મારે તો સોનું રેતમાંથી ગાળી લેવાનું હતું. આથીજ મારી જોવાની દૃષ્ટિ પારમાર્થિક છતાં તેનું સાહિત્ય સંસારિક છે.

૮. સંસારીક સાહિત્યમાંથી પારમાર્થિક શું જોવાનું ? આ દેહના કર્મજન્ય ચારિત્રમાંથીજ આવતા દેહના સંસ્કારજન્ય બીજ વવાય છે. સંસાર એ ભવાટવીની કર્મભૂમિ છે અને એ કર્મ સાધારણ રીતે સંસારિક હોય છે. નોકરે એકનિષ્ઠાથી કરેલી નોકરીના સંસારિક કર્મમાંથી એકનિષ્ઠારૂપી પારમાર્થિક સંસ્કારજન્ય બીજ તેને પ્રાપ્ત થાય છે. સ્વાર્થના નિશાનાથી કરેલી નોકરીના સંસારિક કર્મમાંથી સ્વાર્થમય બુદ્ધિરૂપી પારમાથિક બીજ તેને પ્રાપ્ત થાય છે. જે ફેર છે તે ફેર નિશાનામાં રહ્યો છે. નિશાના વિનાના કર્મ સંસ્કાર વિનાના છે. નિશાના સાથેના કર્મ સંસ્કાર સાથેના છે. મારા આ જીવનના ગત

કાળના સંસારિક કર્મો ભવિષ્યના કેવા સંસ્કારના સૂચક છે એ જોવું તેજ સંસારિકમાંથી પારમાર્થિક જોવાનું.

૯. આવી દૃષ્ટિથી જીવનનું અવલોકન જગ સમક્ષ મુકવાની શૈલી પ્રચારમાં નથી. કારણ એ દૃષ્ટિ જગતની નથી. જગતને એ જીવન વાંચવાથી શો લાભ ? લાભ વખતે એટલોજ કે જેમ જગતની દૃષ્ટિથી લખાએલાં અસાધારણ જીવનમાંથી અસાધારણ થવાની સ્ફુરણા વાંચકને થઇ આવે તેમ આ જગ પારની દૃષ્ટીથી લખાએલા જીવનમાંથી વાંચકને તે દૃષ્ટીથી પોતાનું જીવન જોવાની અગર તેને અનુસરી પોતાનું જીવન કરવાની સ્ફુરણા થઈ આવે અને તેમ થવાથી પોતાનું નિરંતરનું હિત તે સાધ્ય કરી શકે. એટલુંજ નહીં પણ અહિંઆંના તથા ત્યાંના ઉભય હીત અર્થે કરવાના કર્મનું દ્વિધાપણું દૂર કરી એક સામાન્ય કર્મનો માર્ગ જન સમુદાય માટે યોજવા પણ કોઈ ભાગ્યશાળી થઇ શકે. આવી મનની ઉંડી ઉમેદથી સંકોચ રહેતા છતાં મેં મારૂં જીવન જગ સમક્ષ મુકવા પ્રયાસ કર્યો છે. મને આશા છે કે મહાન કવિ તુલસીદાસના શબ્દોમાં,

जड चैतन गुण दोष मय
जग्त किन्ह करतार
संत हंस गुण गृहहीं पय
परहरी वारि विकार.

(કરતારે આ જગતમાં જડ અને ચૈતનને ગુણ અને દોષથી ભરેલાં ઉત્પન્ન કર્યા છે. તેમાંથી જેમ હંસ પક્ષી પાણીને છોડી દઈ દુધ ને લઈ લે છે તેમ સંતજન દોષને છોડી દઈ ગુણને લઈ લે છે.)

મારા સુજ્ઞ વાંચક મારા લખાણમાંથી સાર લઇ અસારને છોડી દેશે.

૧૦. હું આ સ્થળે રાજેશ્રી રામમોહનરાય જસવંતરાય દેસાઇ પ્રત્યે તેમણે મારા જીવનનું મુળ ટુંક લખાણ વાંચી તેને કાંઇક વીસ્તીર્ણ કરી જનસમુદાય પાસે મુકવા આપેલી સુચનાઓ બદલ, તથા રા. શંકરરાય અમૃતરાય સહીયદ પ્રત્યે, તેમણે પોતાના છાપખાનામાં આ કામને પુર્ણ રીતે સુલક્ષ તથા સુસાહીત્ય વચ્ચે પસાર કર્યા બદલ મારો આભાર પ્રદર્શીત કરૂં છું.

લેખક.



# અનુક્રમણિકા.

## ૩. વૃદ્ધાવસ્થા.



## ૪. નિરીક્ષણ-દૃષ્ટિપરભાવની

## ૫. નિરીક્ષણ–દૃષ્ટિ આભવની.



## ૬. બે દૃષ્ટિનો સરવાળો.



## ૭. મારો ધર્મ.



# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦ | ૧૫ | હદયનું | હૃદયનું |
| ૨૯ | ૨૧ | અદૃસ્ય | અદૃશ્ય |
| ૨૩ | ૧૮ | કમીસ્નર | કમીશ્નર |
| ૨૬ | ૧૬ | અસ્રત્ય | અસત્ય |
| ૨૮ | ૯ | રેયતમાં | રૈયતમાં |
| ૨૫ | ૬ | ઠકાણે | ઠેકાણે |
| ૩૭ | ૧૨ | ચાર | ચોર |
| ૪૩ | ૧૮ | શ્રીનાથાદ્વારા | શ્રીનાથદ્વારા |
| ૫૬ | ૩ | કીતિ | કીર્તિ |
| ૬૨ | ૧૭ | ચમ | ચર્મ |

# મારૂં જીવન.



## ૧. બાલ્યાવસ્થા

જે દૃષ્ટિથી હું મારા વ્યતિત થએલા કાળનું જીવન જોવા ચાહું છું તે દૃષ્ટિથી મારી બાળ અગર કુમાર અવસ્થામાં મારે શું જોવાનું છે ? બરોબર સમજ આવ્યા પહેલાંની

સંજોગ.

અવસ્થા પુરૂષાર્થને માટે નકામી છે. અને પુરૂષાર્થ વિના પ્રારબ્ધ નથી, અને પ્રારબ્ધ વિના ભવિષ્ય નથી. સમજ સાથેનું કર્મ એજ પુરૂષાર્થ. અણસમજની અવસ્થામાં ભમરીને મારી નાખ્યા બદલ માન્ડવ્ય રૂષીને શૂળી વેઠવી પડેલી તે ગેરઈન્સાફ સારૂ રૂષીએ યમરાજાને શાપ આપેલો. જો કે અણસમજની અવસ્થા જ્ઞાત કર્મ રૂપ નથી પણ તેના સાધન રૂપ છે અને તે સાધન પૂર્વજન્મના સંસ્કારથી પ્રાપ્ત થાય છે. ત્યારે મારી બાળ અગર કુમાર અવસ્થામાં કાંઈ સાધનરૂપ સંયોગો પ્રાપ્ત થયા હતા કે કેમ અને થયા હતા તો તે શાના સૂચક હતા ?

૨. મારો જન્મ કાશીમાં સંવત ૧૯૧૨ ના ભાદરવા વદ ૬ (એટલે સને ૧૮૫૬ સપ્ટેમ્બર ૧૬) ના રોજ થયો હતો. કાશી એ સપ્તપુરીમાંની એક પુરી છે. કાશીવિશ્વનાથ એ બાર જ્યોતિર્લિંગમાંનું એક જ્યોતિર્લિંગ છે. ગંગા એ પવિત્ર નદીઓમાંની એક મુખ્ય નદી છે. કાશી એ મારા કુટુમ્બનું મારા જન્મ વખતે નિવાસ સ્થાન હતું. અમારૂં મૂળ ગામ વડનગર હતું અને બ્રાહ્મણ વર્ણમાં અમારી નાગરની જ્ઞાતિ, એ ગામના નામ ઉપરથી, વડનગરા નાગર તરીકે ઓળખાય છે. વડનગરથી અમારા કેટલાક જ્ઞાતિ ભાઇઓ ડુંગરપુર જઈ રહેલા અને પછીથી તેમને ડુંગરપુર પણ છોડવાનો વખત આવ્યો અને તેઓ તે છોડી કપડવંજ થઈ અમદાવાદ આવી વસ્યા. તે વખતે જૂજ કુટુમ્બ જાત્રાને અર્થે કાશી જઈ ત્યાં રહી ગયાં અને તે પૈકીનું મારૂં કુટુમ્બ એક હતું.

જન્મભૂમી.

જ્ઞાતિ.

૩. મારે ફોઈ નહોતી. મારૂં નામ ગોપાળશંકર મારી નાની (એટલે માની મા) એ પાડયું હતું અને મારૂં ઘરનું નામ લાલજી હતું. જેમ દેહની આકૃતિ એ સંસ્કારનું પ્રતિબિમ્બ છે તેમ નામ એ ગુણનું પ્રતિબિમ્બ હોવું જોઇએ. પણ કઇ ફોઈ ગુણને ઓળખી નામ પાડી શકે ? અને ગુણદોષ જાણી નામ પાડે તો કઇ ફોઇને નામ પડામણ મળે ? મારી નાનીને નામ પાડ્યાનું કાંઈ લેવાનું નહોતું અને મારા નામની તેમને થએલી પ્રેરણા ખોટી નહોતી. મારા ઘરમાં શિવ—વિષ્ણુનો ભેદ નહોતો અને મારૂં નામ પણ તેજ દર્શાવતું હતું.

નામ.

૪. બેચાર ઘર વચ્ચે હું એકજ પુત્ર હતો. મારા ઘરમાં પુત્ર ન ઉછરતાં વસ્તી પુત્રીની હતી. મારા જન્મ પહેલાં મારા પિતાને

સ્વપ્ન. એક સ્વપ્ન થયું હતું અને તેમાં તેમના ઇષ્ટ શ્રી મહાદેવે તેમને એક બાણ આપ્યું હતું. આથી હું શ્રી મહાદેવનો આપેલો છું એમ તેઓ માનતા. મારા પિતા આરૂઢ શિવભક્ત હતા અને તેમને પોતાના ઇષ્ટના એકથી વધારે પરચા મળ્યા હતા. તેઓ કહેતા કે એક મુસાફરીમાં સંકટના સમયે વળાવાનું રૂપ લઇ તેમને લુંટારાના ભયમાંથી તેમના ઇષ્ટે મુક્ત કર્યા હતા.

૫. મારા જન્મની વખતે મારા ઘરની સ્થીતિ પૈસે સાધારણ, પણ એક લાજ આબરૂવાળા કુટુમ્બની હતી. હું મોંઘો હતો અને ઘર. લાડમાં ઉછર્યો હતો. ઉછેરમાં કોઈ રીતનો સંકોચ મારા મનપર આવ્યો નહોતો. મારો બાંધો નાજુક હતો પણ નિરોગી હતો. સવળે હાથે આપેલી ચીજની સંભાળ ઇશ્વર પોતેજ લે છે અને હું સાધારણ સરળતાથી ઉછરી આવ્યો હતો. દાસ દાસીના સુખની ઉછેર મારી નહોતી. પણ તે વહાલાના વહાલની હતી. રાતે દાસીને ઘોડીઉં સોંપી ઉછેર. સુઈ રહેનાર માની નહોતી પણ ભીનું સુકું કરી સુવાડનાર માની હતી. પોતે જાતે પથ્ય-પાળી દવા પીવડાવનાર માની હતી. જો જોવા બેશીએ તો આ કાળમાં કેટલી મા, મા તરીકે પોતાના બાળક ઉપરનો હક ધરાવી શકે છે? હક ગર્ભ ધારણ કરવામાં અગર જન્મ આપવામાં નથી, જેટલો ઉછેરવામાં છે. સારૂં છે કે બાળકને પોતાની ઉછેરનું ભાન ભાગ્યેજ હોય છે અને હકનો સવાલ ઉભો થતો નથી.

૬. મારૂં કુટુમ્બ એક નાનું કુટુમ્બ હતું. મારા શિવાય ઘરમાં મારી દાદી તથા માતપિતા તથા મારી બે મોટી બ્હેનો એટલાં હતાં. દાદી. મારા પિતા (વેણીશંકર) ને તદન બાળક મુકી મારી દાદી (જીવકોર) ની સોળ વર્ષની

ઉમરે મારા દાદા (માનશંકર) કાશીમાં ગુજરી ગયા હતા. અને મારા પિતા ઉમ્મર લાયક થતાં સુધી મારી દાદીને એક મુશ્કેલીનો વખત કાઢવો પડયો હતો. મુશ્કેલી મનુષ્યને ઘટ્ટ કરે છે અગર વિધારી નાંખે છે. મારી દાદીને મુશ્કેલીએ ઘટ્ટ કરી હતી. કુદરતથી તે અક્કલવાન, હીમતવાન અને ડાહી સ્ત્રી હતી. મુશ્કેલીથી તેની બાહ્ય અને આંતરિક આંખો ઉઘડી ગઈ હતી. દુનિયા તેણે જોઈ લીધી હતી. અને મનમાં તેણે પ્રભુનો આશરો લઈ લીધો હતો. જમાનાને અનુસરી તે વાંચતાં, લખતાં, હિસાબ કિતાબ જાણતી હતી અને ઘરવૈદું તથા સાધારણ જ્યોતિષ પણ તેની જાણ બહાર નહોતું. મારા આખા કુટુમ્બમાંથી જો કોઇની છાપ મારા કુમળા મન-પર વિશેષ પડી હોય તો તે મારી દાદીની હતી. એના વહાલનો ઉભરો, એના ભજન કીર્તનની છોળો, એની આંખની મીઠાશ એનું હસતું મુખ, ચતુરાઇનું વચન અને તેની શિખામણની ગંભીરતા મારા કલેજામાંથી હજી ખસ્યાં નથી. એના લાડે જો મને લાડવાયો કરી દીધો નહોતો તો એ એની રહેણી કેહેણીનું પરીણામ હતું. લાડે મારા મનને ફોરૂં રાખી વિકાસ પામવા પુરતો માર્ગ આપ્યો હતો પણ વિકાસ પામતાં તેને વકરી જવા દીધું નહોતું.

તેના ગુણો.

૭. મારા પિતાનો ધંધો શરાફી હતો. અને ધનાઢ્ય જમીન-દાર મુનશી વેણીલાલ (જેઓ હાલના ગત રાજા બહાદૂર મુનશી માધોલાલના પિતા હતા તેમ) ને ત્યાં તેઓ પોતાનો કાંઇક સમય મુનીમગીરીમાં પણ કાઢતા. મારા પિતાનું લક્ષ્ય પૈસા કરતાં ઇજ્જત તરફ વિશેષ હતું અને પોતાની ઇજ્જત તેમણે સ્થાપી હતી. પ્રમાણીક-પણામાં તેમની છાપ હતી. અને ખુશામત તેમને પ્રિય નહોતી. તેમનું જીવન સાદું, સરળ, ગંભીર, અને ધર્મિષ્ટ હતું. તેમનું બોલવું કામ-

પિતા.

તેમના ગુણો.

સર હતું અને મને નથી લાગતું કે કામ શિવાય તે મારી સાથે બોલ્યા હોય. તેમનો ગુણ તેમના કૃત્યમાં હતો અને મારાપર તેની અસર ઉંડી થઇ હતી.

૮. મારા ઘરમાં સ્ત્રીવર્ગમાં કોઇ અભણ નહોતું. અને સુદામા આખ્યાન, ધ્રુવાખ્યાન, નળાખ્યાન, તુલસીકૃત રામાયણ વિગેરે કાવ્યોમાંથી વારે ઘડીએ તેઓ દાખલો આપતાં. તે વખતમાં છાપેલાં પુસ્તકો થોડાં મળવાથી મહેનત લઇ ઘણાં પુસ્તકો તેઓ હાથે લખી લેતાં અગર લખાવતાં. મારી માતા (જમનાકોર) એક ચતુર, થોડા બોલું, અને નિશ્ચયવાળું બૈરું હતું. છોકરાં, ઘરકામ, વ્યવહાર, વિગેરેની સાથે તે પોતાનો નિત્ય નિયમ તથા ધાર્મિક પુસ્તકોનું અવલોકન ચુકતી નહીં. પિતાની માફક મને તેની માયા કમી હતી. જુના વખતનાં નીતિરીતી અને કુશળતાવાળાં બૈરાંમાં મારી માતાની ગણના હતી.

માતા.

તેના ગુણો.

૯. મારી બે મોટી બહેનો પૈકી સર્વથી મોટી બહેન (ગોવિંદકોર) ના સહવાસમાં હું વધારે આવ્યો હતો. તે સ્વભાવે તથા બુદ્ધિમાં તેજ હતી. જ્યાં બેસતી ત્યાં દોરતી, દોરવાતી નહીં. જે કાર્ય હાથમાં લેતી તેમાં અગાડી આવતી. શું રસોઈ કે ઘરકામ, શું શીવવું ગુંથવું, વાંચવું લખવું કે હીસાબ, શું સાધારણ રમત ગમત કે અસાધારણ વિષયનો વિચાર, દરેકમાં એની બુદ્ધીની ચમક જણાઇ આવતી. વિધવા થયા પછી તેણે પોતાનો લાંબો કાળ પ્રભુસેવામાં અર્પિ દીધો હતો. અને તેના પશ્ચાત્ ભાગમાં સંસારી કરતાં તે ભગવતિ તરીકે વધારે ઓળખાતી.

બેન.

તેના ગુણો.

## શિક્ષણ—ઘરમાંથી.

૧૦. ઘરના આ બધા સમુદાયમાં મારી બાલ્યાવસ્થા પસાર થઈ હતી. ઘર શિક્ષણ મને લાભકારી હતું અને ઘરના દરેક જણના પ્રાધાન્ય ગુણમાંથી મને લાભ થયો હતો. જો હું વિચાર કરૂં તો મારી દાદીમાં ઈશ્વરભક્તિ રચીપચી રહી હતી. છતાં તેનું ઘર પ્રત્યે વહાલ બેહદ હતું. મને સાંભરે છે કે કાશીની ગરમીના વખતમાં રાતે અગાશીમાં મને નિંદ્રા ન આવતાં તે મને પંખો નાંખતી અને ભજન ગાઈ સુવાડી દેતી. આમ સૃષ્ટિના સંગમાં છતાં તે નિઃસંગ હતી. જે મને એક ઘડી પણ પોતાની આંખથી છેટો ન કરે તે મને છેવટ પોતાના કાશીવાસ માટે છેટો કરવામાં ડગી નહીં. મારા કુટુમ્બનું કાશીથી અમદાવાદ આવવું થયું તે વખત પોતાની અવસ્થા હોવાથી તેણે કુટુમ્બથી વિખુટા પડી કાશી રહેવું પસંદ કર્યું પણ અમારા બધાની સાથે અમદાવાદ ન આવી. એની દૃષ્ટિ સૃષ્ટિમાં છતાં સૃષ્ટિપારની હતી. મારામાં શુદ્ધ વહાલ અને ઈશ્વરભક્તિના અંકુરો રોપાયા હોય તો તે મારી દાદીના વહાલ અને ભક્તિને આભારી હતા.

દાદીના ગુણોમાંથી

૧૧. મારા પિતાથી મને તેમની પ્રમાણીકતા તથા સ્વતંત્રતા મળ્યાં હતાં. હક શિવાય કોડી હરામ. લાખ ખોવા પણ શાખ ન ખોવી. બીક જુદાની, ટેક સાચાની, ખુશામત પ્રભુની, આવા ગુણોનાં બીજ મારા મનમાં ઉંડાં ચુભ્યાં હતાં. જો મારી દાદીએ પોતાની નિઃસંગ બુદ્ધી મારાથી છુટા પડવામાં બતાવી હતી તો મારા પિતાએ પુત્ર પ્રત્યેનો પિતૃભાવ મારે માટે પોતાના સુખનો ભોગ આપી બતાવ્યો હતો. પોતાનો જામેલો રોજગાર અને તેમાં ઉન્નતિ થવાનો પકવ કાળ, બંધાએલી ઈજ્જત અને તેનો માન મરતબો, કાળે કરી કસાએલો સારા માણસનો સ્નેહ અને તેની હુંફ એ બધું, અને કાશીજેવું પવિત્ર

પિતાના ગુણોમાંથી

સ્થળ, માત્ર મારે સારૂ મારા પિતાએ છોડી મને અમદાવાદમાં લાવી ઘર વસાવી આપ્યું તથા મારૂ ભણતર પૂર્ણ કર્યું. સગાં અમદાવાદમાં હોવાથી ઘર બદલવા જરૂર હતી ખરી, પણ તે બદલવાનું કામ મારા પિતાએ મારાપર રાખ્યું હત, તો ચાલી શકત અને તેમને પોતાના સુખનો ભોગ આપવો ન પડત. પણ જ્યારે એમ કહેવામાં આવ્યું કે અમદાવાદમાં રહેવા સારૂ મને કેળવણી અમદાવાદમાં આપવી ઠીક, ત્યારે તેમણે પોતાના મનથી નિશ્ચય કરી લીધો કે, ભલે હું અમદાવાદમાં બીન રોજગારી બેઠો રહું પણ પુત્રને જોઇએ તેવા શિક્ષણનો લાભ આપું. કેટલા પિતા પુત્રને માટે પોતાનું સુખ તજે છે? પરોક્ષ રીતે બંદોબસ્ત કરી આપે છે પણ આત્મભોગ આપનાર પિતા તો વિરલા. શ્રવણની પિતૃભક્તિ, અગર દમયંતિની પતિભક્તિ, કાંઈ બધામાં હોય છે?

માતા તથા બેનના ગુણોમાંથી

૧૨ મારી માતા તથા બેન તરફથી પણ મને લાભજ થયો હતો. પરંતુ જેમ મારી દાદીનું નિઃસંગપણું અગર મારા પિતાનો આત્મભોગ મારામાં આવી શકયાં નહીં તેમ મારી માનો નિશ્ચય અગર બેનની મગજની ઝળકી પણ મારામાં તેટલે અંશે આવી શકયાં નહીં. એક જમીન બધી વસ્તુને સરખી માફક નથી હોતી. તેમ મારા સંસ્કાર આ બધા ગુણોને એક સરખી રીતે માફક નહોતા. મારે કહેવું જોઇએ કે જે છોડ લાગી શકવા જેવો હતો તેજ મારામાં લાગ્યો હતો.

## શિક્ષણ નિશાળમાંથી.

૧૩. આવા ઘર શિક્ષણની સાથે નિશાળનું શિક્ષણ મને કેવું હતું તથા બન્ને શિક્ષણનાં પડેલાં બીજ લાગવામાં સ્થળનું વાતાવરણ કેવી અસરવાળું હતું તે હવે જોઇએ.

૧૪. મોંધાપાડનો દિકરો હોવાથી મને ગામડી નિશાળે મુક્યો નહોતો. મારા પ્રાથમિક શિક્ષણની ગોઠવણ ઘર આગળ કરી હતી. અને મારા પિતાની તે ઉપર સંપૂર્ણ દેખરેખ હતી. મને નથી લાગતું કે કોઈ રાત એવી ગઈ હોય કે જે રાતે મારા પિતાએ આંક, પલાખાં, કે હિસાબ પૂછ્યા શિવાય મને સુવા દીધો હોય. જેવી માતાની ફરજ બાળકની ઉછેરમાં છે તેવી પિતાની તેના વિદ્યાભ્યાસમાં છે. નિશાળે અગર મહેતાજીને સોંપી બેશી રહેવામાં તે ફરજ નથી. મને ઉર્દુ અભ્યાસ શરૂ કરાવ્યો હતો અને જોકે ઘરમાં નાગર કુટુમ્બોના રિવાજ પ્રમાણે ગુજરાતિ બોલવાનો રિવાજ હતો પણ દેશની બોલી ખડી હોવાથી મને ગુજરાતિની સાથે હીન્દીનો પણ મહાવરો સ્વાભાવિક થયો હતો.

ભાષાજ્ઞાન —હીન્દી—

૧૫. આ સમયમાં મારા કુટુમ્બનું કેટલાક વખત સુધી અમદાવાદ જઈ રહેવું થયું હતું અને તેથી મારો કાશીનો ઉર્દુનો અભ્યાસ છુટી ગુજરાતમાં ગુજરાતીનો અભ્યાસ થયો હતો.

ગુજરાતી

૧૬. ગુજરાતી અભ્યાસ પુરો થયે ઇંગ્રેજી અભ્યાસની શરૂઆતીમાં ફરી અમારૂં કાશી જવું થયું અને તે વખતે મારૂં શિક્ષણ કાશીની પ્રખ્યાત કવીન્સ સ્કૂલમાં જોડાયું. એ સ્કૂલની રચના સાધારણ નહતી. કોલેજ તથા સંસ્કૃત પાઠશાળા સાથેનું તેનું ભવ્ય મકાન, તેને ફરતી વિશાળ ખુલ્લી જમીન, તેનો મોટો બાગ, ફુલો તથા ફળોથી લચી પડતાં વૃક્ષો, રંગબેરંગી માછલાં વિગેરે જળચરથી ભરપુર એવા હોજ, રમવાની વિશાળ જગ્યાઓ, સંગ્રહસ્થાન, વાંચનાલયો, ભીંતો ઉપર કોતરેલા સુબોધક શ્લોકો જેમકે “ કરત કરત અભ્યાસકે જડ મતિ હોત સુજાન, રસરી આવત જાત તેં શીલપર હોત નિશાન.”

ઇંગ્રેજી.

આ બધી ચીજો મન ઉપર ગંભીર અસર કર્યા વિના રહેતી નહોતી. શ્રેષ્ઠ મકાન, અને શ્રેષ્ઠ શિક્ષકો, મીસ્તર ગ્રિફીથ જેવા અધ્યક્ષ અને શ્રીયુત મથુરાપ્રસાદ મિશ્ર જેવા મુખ્ય શિક્ષક. બન્ને વિદ્યાના ભંડાર છતાં સાદાઈના નમુના. શિક્ષણ પણ શ્રેષ્ઠજ હતું. ઇંગ્રેજી ચોથા ધોરણમાં હીન્દીમાં તુલસીકૃત રામાયણ અને સંસ્કૃતમાં લઘુકૌમુદી એ ઓછો ક્રમ નહતો. શાળા શહેરની બહાર દૂર હતી. અને ત્યાં જવા આવવાની કસરત શરીરને ફાયદાકારક હતી.

## શિક્ષણ–સ્થળમાંથી.

ધર્મિષ્ટ તથા કર્મિષ્ટ.

૧૭. એક બાજુ કવીન્સ સ્કૂલ અને બીજી બાજુ કાશી શહેર, સ્હવારનું ગંગાસ્નાન, દેવદર્શન, અખાડાની અંગ કસરત, સાંજે ગંગા તટ ઉપર સન્યાસીઓની જ્ઞાનચર્ચા અને લોકોનું હોડીમાં બેસી ગંગાપાર જવાનું. વાર તહેવારોની ધામધૂમ, જેમકે રામલીલા, બુઢવા મંગળ, રૂતુને અનુસરી બાગ બગીચાની સહેલો, તથા પ્રાસંગીક નાચ રંગો, એ બધાં આલોક તથા પરલોકનાં સાધનોવાળું કાશીનું વાતાવરણ હતું અને તે મનને ધર્મિષ્ટ તથા કર્મિષ્ટ બનાવનારૂં હતું.

## શિક્ષણ–શિક્ષકમાંથી.

ગુણ પ્રાપ્તિ.

૧૮. પણ મારી બાળ અવસ્થા એક સરખા વાતાવરણમાં પસાર થવી સરજીત નહોતી. ફરી ક્ષેત્ર કાશીને બદલે શહેર અમદાવાદમાં મારો વાસ થયો. અને હવે તે કાયમને માટે હતો. વિશાળ અને ભવ્ય કવીન્સ સ્કૂલને બદલે એક સામાન્ય હાઈસ્કૂલમાં મારો અભ્યાસ જોડાયો. કાંઇક વખત ત્યાં કાઢયા પછી હું મીશન સ્કૂલમાં છેવટના વખતમાં ગયો અને ત્યાં પ્રખ્યાત મી. મેકમોરડીના શિક્ષણનો મને લાભ મળ્યો હતો. તે વખતમાં અમદાવાદમાં કોલેજ નહતી. અને

મુંબાઇનું પાણી ઠીક ન ગણાતું તેથી મારા પિતાએ મને મુંબાઈ કોલેજના અભ્યાસ સારૂ મોકલ્યો નહતો. અને કાંઇક અંશે જો મારામાં વિદ્યાવિલાસનો પાયો નંખાયો હતો અને જેને લઇ હું જીંદગી પર્યંત વિદ્યાર્થિ રહ્યો છું, તો એ મી. મેકમોરડીને લઇને હતો. એ પુરૂષ પોતાના વિદ્યાર્થિ માટે મગરૂબી ધરાવતો. તેની ખાસ નજર હેઠળના કેટલાક વિદ્યાર્થિઓ કોલેજમાં જઈ નહીં શકે એમ જ્યારે તેણે જાણ્યું, ત્યારે તેણે પોતેજ એ અભ્યાસની ઝળકી તેમને આપી હતી. અને એ લાભ લેવામાં હું એક હતો. મને સાંભરે છે કે ઇંગ્રેજી કવિતામાંથી બબ્બે લીટી ઉપર બબ્બે દીવસ સુધી કલાક કલાક તે બોલતો હતો અને તેના અર્થનું સ્વરૂપ જુદી જુદી દૃષ્ટિથી સમજાવતો હતો. આવીજ રીતે ઇતિહાસ, ફીલોસોફી, લોજીક, પોલીટીકલ ઇકોનોમી, વિગેરે વિષયોના તત્વો ઉપર તે વિવેચન કરતો અને એક દિવસ એક સાધારણ એલજીબ્રાના દાખલાને કરી બતાવતાં તે કેટલી જુદી જુદી રીતે થઇ શકે છે તે સમજાવી સંતોષ ન પામતાં ગણીતની જૂદી જૂદી શાખાઓ વચ્ચે એકત્રતા ક્યાં રહી છે તે તેણે બતાવ્યું હતું. જેમ તેનું શિક્ષણ, તેમ તેની રહેણી—કેહેણી. અમને જો નિરભિમાનીપણામાં રૂચી થઇ હતી અને આડંબર કરતાં સાદાઈ તરફ જો અમારૂં વલણ થયું હતું તો એ, મી. મેકમોરડીના વર્તનને લઇને હતું. મારો વિદ્યાભ્યાસનો ક્રમ આવી રીતે પુરો થયો હતો.

## સર્વ સંજોગોનું પરીણામ.

૧૯. ઘર શિક્ષણમાં પડેલા મારા મનમાં ધાર્મિક તથા નૈતિક અંકુરો વિદ્યાના જળથી સીંચાઈ ઉચ્ચ અભિલાષ રૂપી છોડમાં ઉગી નીકળ્યા હતા. સ્થાન બદલાવાથી જો કે આબો હવા બદલાઈ હતી પણ લાગી ગએલા છોડને અસર થવા પામી નહોતી. મારો જાહેર વિદ્યાભ્યાસ છૂટયો પણ મને લાગેલી વિદ્યાની આસક્તિ છૂટી નહતી. અને

ઉચ્ચ અભિલાષ.

એને લઇ મારા અંકુરિત છોડને વિદ્યારૂપી જળસિંચનમાં ન્યૂનતા આવી નહોતી. બાળકપણમાં જે ભરથરીને મને સાંભળવો ગમતો તે ભરથરીમાં એવું શું હતું કે જેને લઇ તેનું અમર નામ થઇ ગયું તે સમજી તેના વિષે મને પૂજ્યભાવ ઉત્પન્ન થતો. મને જોનસન કરતાં એડીસન વાંચવો ગમતો પણ તેથી જોનસનની મહત્વતા કયાં રહી હતી તે સમજવા મન મોરાતું નહીં. મને મીલ્ટનના મહત્ દર્શનથી કાઉપર ઉપરથી મારૂં મન ઉઠી ન જતું. ગુણ તરફ મારૂં મન આકર્ષાતું અને ગુણની ઉચ્ચતા મને તેના દેખાવમાં નહીં પણ તેના સત્વમાં દેખાતી. મારો જીંદગીનો પહેલો આશ્રમ આ સ્થિતિમાં સમાપ્ત થયો હતો કે જે સ્થિતિ મારા સંસ્કારના સાધનરૂપ સંયોગોનું પરીણામ હતી.

## ૨. યુવાવસ્થા.

૨૦. અવસ્થા બાળથી યુવા થઈ. આશ્રમ વિદ્યાર્થિથી ગૃહસ્થીનો થયો. મારો વિવાહ તદન થોડીઆમાં થયો હતો અને મારી કીશોર વય થતાં તે કન્યા ગુજરી જવાથી મારૂં લગ્ન બીજી કન્યા સાથે થયું હતું. મારૂં શ્વસુરપક્ષ સમોવડીઉં તથા વહાલસાયું હતું અને જો કે મારી સાસુને હું એકજ જમાઈ નહોતો પણ હું બીજા કરતાં બાળક હોવાથી જેમ ઘરમાં તેમ સાસરે પણ લાડવાયો હતો. મારે ગૃહસ્થી તથા નોકરીનો કાળ એકજ જેવો હતો. કાંઇક વખત અમદાવાદ કલેક્ટર ઓફીસમાં ઉમેદવારી કર્યા પછી મારી નોકરીની શરૂઆત ખારેઘોડે નીમક ખાતામાં કલાર્ક તરીકે થઇ હતી. હવે નોકરી તથા ગૃહસ્થીના ટાઢ–તડકાથી મારા ઉચ્ચ અભિલાષના છોડને શી અસર થઈ તે જોઇએ.

ગૃહસ્થી તથા નોકરી.

ગામ.

૨૧. ખારાઘોડાનો વાસ એ કુગ્રામ વાસ હતો. રણને કાંઠે આવેલું એ મીઠાના પાકનું એક સ્થળ હતું. ગામમાં મુખ્ય વસ્તી અગરીઆની હતી. અને મીઠખાતાના નોકરો પણ ત્યાં રહેતા. ઓડને હાથે માટીની ઉભી કરેલી ભીંતોનાં મકાન રહેવા સારૂ, જુના ગામમાં એક જુનો મોદી બજાર સારૂ, અને ભાગોળે ખાડા ખોદી બનાવેલા તળાવના વરીડા પાણી સારૂ, એ વસ્તીની સાહીત્ય હતી. પાણી ખરસુરૂં લાગતું. તેના ઉપર તેલની છારી વળતી તથા માટલાં ઉપર ખાર લાગતો. ગરમીમાં ગરમી અસહ્ય લાગતી અને પવન ફુંકાયા કરતો. ઘરનાં બારણાં ઉઘાડી બહાર જોવા કરતાં બંધ બારણે ઘરમાં બેસવું વધારે ઠીક લાગતું.

ઓફીસ.

૨૨. ગામથી આશરે બે માઇલ દૂર મારી મેઈન સૉલ્ટસ્ટોર ઓફીસ હતી. ઓફીસમાં પાંચ સાત માણસમાં વધારે મહેનતનું કામ મને આપવામાં આવ્યું હતું. શું તાપથી કે શું કામની મહેનતથી, કામ કરતાં પરસેવો ઉતરી જતો. ઓફીસમાં કામ પણ એકંદર વધારે હોવાથી ઓફીસ રાત પડે બંધ થતી. અને રાતે ખેતરો ઓળંગી શીયાળના સાદ સાંભળતાં સાંભળતાં ઘરભેગા થવાતું. મારી ઉમ્મર માત્ર ૧૯ વર્ષની હતી. અને મારા પિતા મારી સાથે આવ્યા હતા. આ બધી મુશ્કેલી જોઇ તેમણે મને રાજીનામું આપવા સલાહ આપી પણ મને નોકરીમાં કાયમ રહેવું ઠીક લાગ્યું અને મારા પિતા મને મુકી ઘર તરફ ગયા.

ઉપદ્રવ.

૨૩. જાણે સ્થળની અને નોકરીની મુશ્કેલી બસ નહોતી તેથી સખ્ત કોલેરાનો રોગ ત્યાં ફાટી નીકળ્યો. અને તેના સપાટામાં અમારી ઓફીસનો એક જુવાન કલાર્ક તથા પડોશમાં એક નાગર ગૃહ-

સ્થની સ્ત્રી આવી ગયાં. અમને ગામ છોડી ખેતરમાં ઝુંપડાંમાં રહેવા હુકમ થયો. અને જે વખતે મારા મકાન ઉપર અમદાવાદમાં સીમંતના પ્રસંગે પકવાન પીરસાતાં હતાં તે વખત કોલેરાની બળતી આગમાં ખેતરમાં હું સાદા સુકા ખોરાક ઉપર દીનકટી કરતો હતો. રજા મળવી અમને બંધ હતી. અને ઘણી મુશ્કેલીથી એકજ દીવસ હું ઘેર જઇ શક્યો હતો.

૨૪. કોલેરા શમ્યા પછી મીઠ ખાતા તરફથી વસાવેલા નવા ગામમાં રહેવા અમને હુકમ થયો હતો. રહેવાનાં મકાન વધારે સુઘડ તથા એકંદર આબોહવા ત્યાં વધારે સ્વચ્છ હતાં, જો કે પાણીમાં ખારાશ તો ખરી. ઘર આગળ ચોગાનમાં ફુલ તથા શાક કરતાં અને નોકરીઆત વર્ગના સહવાસથી સંતોષ માનતા.

ઘર.

૨૫. સુધારાની શરૂઆતનો સમય આ હતો. મારા સહવાસમાં દક્ષણી વર્ગ મુખ્ય હતો અને ઘણે ભાગે તેઓ સુધારકો હતા. અમે સ્ત્રી પુરૂષ વયે બાળક પણ વિચારે વૃદ્ધ હતાં. સદાચરણી, નીરભીમાની ધર્મિષ્ટ, ઠરેલ અને લાજવાળા કુટુંબના સહવાસની અમને ખાએશ રહેતી. નહિં કે અમને વાજું નહોતું ગમતું પણ વાજામાં પણ ભક્તિ વૈરાગ્યનાં પદ વધારે ગમતાં. હાહા ઠીઠી કરતાં ગંભીરતા વધારે ગમતી. સહવાસ વિના સુકાઈ જવાય એવો છંદ ન હોવાથી રાત્રે બારણા આગળ બેસી અમે ગગન નિહાળતાં. સમદરજ્જાની સ્ત્રીઓની ચ્હા પાણીની મીજલસમાં મારાં સ્ત્રીને એક વખત આચાર વિચારના કારણસર ચ્હા લેવા ના! પાડવી પડી હતી. અને તેવીજ રીતે પુરૂષના મેળાવડામાં મારે મારા ઓફીસના ઉપરી દરજ્જાના માણસનું મન રાખી શકાયું નહોતું. જો કે સુધારા વાળાની સોબતમાં ન આવવાથી મારી નોકરીમાં ખલેલ થવા સંભવ હતો પણ અમને

સહવાસ.

અમારી રીતભાત છોડવા દુરસ્ત ન લાગ્યું. પરીણામ એ થયું કે જુના વિચારના માણસમાં મારી ગણત્રી થઈ અને તેવી મારી છાપ પડી.

સંસારનો કક્કો.

૨૬. આ મારી નોકરી તથા ગૃહસ્થીની શરૂઆત. પોતાની જૂજ આવકમાં સંભાળથી ઘર ચલાવવું એ મારી સ્ત્રીને ઘરસુત ચલાવવામાં પહેલી શિખામણની ધાત હતી. મને કન્યારૂપ એક ફરજંદ પ્રાપ્ત થયું હતું અને લગભગ ત્રણ વર્ષ મેં ખારેઘોડે કહાડ્યાં હતાં. હું મીઠ ખાતાની પરીક્ષામાં સારે નંબરે પાસ થયો હતો અને કચેરીના તમામ કામમાં મને માહિતી મળતાં નોકરીમાં મારી જમાવટ થઈ હતી. હું કામને પગાર સાથે તોળી કામ ન કરતો. મને કામનો શોખ હતો. તેથી હરકોઈ બીજા વિચાર સિવાય નવું કામ જોતો તે શીખતો. હું બીન વસીલદાર નોકર હતો. મારો વસીલો કામમાં હતો અને તે મેં મેળવવા માંડયો હતો. મને ભૂજમાં નિશાળ ખાતામાં જવા રા. મણીભાઈ જસભાઇ તરફથી તક મળી હતી, તથા સરકારમાં ડી. એ. ઈ. ની ઓફીસમાં જવા પણ તેવીજ તક રા. કનૈયલાલભાઇ તરફથી મળી હતી. પણ પગારનો વધારો એ મારૂં આકર્ષણ નહોતું. મને વહીવટીખાતાની મોહીની હતી અને તેથી હું બીજી જગોએ ગયો નહોતો.

સ્થાનફેર.

૨૭. નોકરી અને ગૃહસ્થીની શરૂઆતનો મોહ ઓછો થયો. અને ખારાઘોડાનો અણગમો શરૂ થયો. બદલી મારે હાથ નહોતી પણ ત્યાં વિશેષ કાળ કાઢવો સરજીત નહોતું. મારી બદલી મીઠ ખાતાની ચીફ એકાઉન્ટ ઓફીસમાં મુંબાઇ થઇ અને જો કે પૈસાની દષ્ટિથી મને લાભ નહોતો પણ અન્ય રીતે એમાં લાભજ હતો. અને તેથી એ બદલીથી હું ખુશી થયો હતો.

હૃદય બળ કળીઓનું ફુટવું.

૨૮. ખારાઘોડા એ મારો શિક્ષક હતું. મારી પત્નીએ ત્યાં ઘર માંડી જોયું અને મેં ત્યાં નોકરી કરી જોઈ. અમે પારકાં પોતાનાં કર્યાં અને પોતાના પગ ઉપર ઉભાં રહેતાં શીખ્યાં. ગૃહસ્થીની ધૂંસરી અમે ખાંધ પર લીધી. મારા હૃદય બળની કળીઓ ત્યાં ફુટી નીકળી અને મારા ભવિષ્યનો વર્તારો ત્યાં વર્તાયો. મારી બુદ્ધીની સ્વતંત્રતા, સત્યની પ્રિયતા, ધર્મની આસ્થા અને ઉંચ્ચ રહેણીનાં ચિન્હો ત્યાં જણાયાં. હું સમય કરતાં સિદ્ધાંતને વધારે અનુસરનાર હતો એમ મને પોતાને જણાયું. મારી અભિલાષ ઉંચ્ચ હતી અને તેને પોષનારૂં સાહિત્ય મારામાં મને મળવા માંડયું. મને સાંભરે છે કે બપોરના રણતાપમાં એક ભૂજના નાગર બ્રાહ્મણ મુસાફર એ તરફ આવી ચડવાથી ઓફીસના કુવાપર પાણી પી વિશ્રામ લેતાં મારા જોવામાં આવતાં મેં તેમને મારા ઘર તરફ મોકલી આપી તેમનું બનતું સન્માન કરી બીજે દીવસે ગાડામાં તેમને વિદાય કરતાં મને મનમાં ઘણો હર્ષ ઉપજ્યો હતો. અને તેમજ જ્યારે દક્ષણી નોકર વર્ગના માણસોએ મારી રીતભાત જોઈ પોતાનામાં મારા ન ભળવાના કારણોની કદર કરી ત્યારે પણ મારા દીલને ઘણો સંતોષ થયો હતો. મને દીલનો સંતોષ સૃષ્ટિની સાબાશી તુલ્ય લાગતો અને હું તેમાં મગ્ન રહેતો.

સંસારની બાળપોથી.

૨૯. સંસારનો કક્કો ખારાઘોડે ઘુંટી મારી સંસારની બાળપોથી મુંબઈમાં શરૂ થઈ. કયાં ખારાઘોડા અને ક્યાં મુંબાઈ? એક રણ અને બીજો દરીઓ. એક વસ્તી વિના શુન્ય, બીજું વસ્તીથી ખદબદતું. એક પળમાં હું ખારાઘોડા ભુલી ગયો અને તેનું સુખદુઃખ મને વિસારે પડયું. મારી રહેવાની મુંબાઇની ઓરડીઓ ખારાઘોડાની ઓરડીઓ કરતાં મોટી નહોતી પણ કયાં ખારાઘોડાની ઓફીસ

અને ક્યાં ન્યુ સેક્રેટરીએટમાં મારી મુંબઈની ઓફીસ. મારાં પત્નીની મુંબઈમાં ઘર ચલાવવાની કરકસરમાં પૂર્ણાહુતી હતી. વખતના વહેણમાં ન તણાવા માનસિક બળની ત્યાં પરિસીમા હતી. કર્મમાં રહી ધર્મ ન ચુકવા ત્યાં સાવધ રહેવાની જરૂર હતી. ખારાઘોડાને મુકાબલે મુંબઈમાં મારે ઓફીસનું કામ વિશેષ નહોતું. અને લગભગ ૪૦ માણસની ઓફીસમાં જે કાંઈ ગુંચવાડા જેવું કામ આવી પડતું તેમાં હું સામેલ થતો. બાહોશ મી. લલ્લુભાઈ ગોરધનદાસના હાથ નીચે ચુંટી કહાડેલા દક્ષણી તથા ગુજરાતી વર્ગના માણસો હતા. અને મારી ઓફીસનું વાતાવરણ ઉંચ્ચ હતું. મારા દક્ષણી ભાઈ-ઓની સાદાઈ અને અક્કલમંદી મારા મન પર અસર કરતી, અને તેમના સહવાસના ઘર્ષણથી લેન્ડ રેવન્યુ ખાતાની લોઅર અને હાયરની પરીક્ષા આપવા હું ભાગ્યશાળી નીવડયો હતો. જુડીશીઅલ ખાતાની મુનસફની પરીક્ષા આપવી કે રેવન્યુ ખાતાની મામલતની આપવી એ વિચારમાં મને રેવન્યુ ખાતું વધારે પસંદ હોવાથી મેં તે ખાતાની પરીક્ષાઓ આપી હતી.

આંતરિક જીવનની ચીનગારી

૩૦. નવિન મુંબાઈની નવિનતાની અસર મારામાં કાળે કરી થોડી થવા લાગી. વેપાર રોજગારમાં મુંબાઈ મસ્ત હતું. અને તેમાં પણ ઘણું જોવાનું હતું. પણ મારૂં વલણ વેપાર તરફ નહોતું. મુંબાઈનો પ્રકાશ મેં દૂરથી જોયો. હવે મારૂં મન તેનો સાર શોધવા માંડયું. સુરતના એક ખાનદાન કુટુમ્બના મારા મુસલ-માન મિત્રે મને એક દીવસ મુંબાઈમાં ભેગા થતાં પૂછયું કે ભાઈ તમને મુંબાઈ કેવું લાગ્યું ? મેં કહ્યું સાંભળતા હતા તે જોયું. મેં કહ્યું તમને કેવું લાગ્યું ? તેમણે કહ્યું મને તો શુન્ય લાગ્યું. મુંબાઈમાં પોતાનું કોઈ નથી. દરેક પોતાનામાં મસ્ત છે. બીજા વિષે કોઈને વિચાર નથી. એવું સ્થળ વસ્તીથી ભરપૂર છતાં શુન્ય નહિ તો શું! મારૂં પાછું પડતું મન વિરામ સ્થાન શોધવા માંડયું. અને તે મને

પ્રખ્યાત વેદાંતી શ્રી. જયકૃષ્ણુ મહારાજની કથામાં મળ્યું. પ્રસિદ્ધ પુરૂષો જેવા કે રા. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક, રા. મનસુખરામ સૂર્યરામ ત્રીપાઠી તેમની કથા સાંભળવા આવતા. મારી સમોવયનું એ સ્થાન નહોતું. સંસારની ઉન્નતિમાં કામ આવે તેમ પણ એ સ્થળ નહોતું. પણ મારા આંતરિક જીવનનો ઝરો જે હંમેશાં વહ્યાં કરતો તેને પોષક એ સ્થળ હતું. જ્ઞાનની ચીનગારી મારી અહીંઆં સળગી હતી અને તે નિરંતર મારી પછીની ઉમરમાં કાયમ રહી હતી. મુંબાઈ છોડતી વખતે એ પૂજ્ય મહારાજે મને ગંભીર વાણીથી નીચેના શબ્દોમાં શિખામણ આપી હતી.

"**ભુંકત્વા સૃષ્ટિ ગૃહીતવત્**" વેડે પકડેલા માણસની પેઠે સંસાર ભોગવજો, અને એ શબ્દોનું મને વારે ઘડીએ સ્મરણ થઈ આવતું.

સ્થાનફેર

૩૧. મુંબાઈનું હવે જાણે મારે કામ થઈ રહ્યું હતું. મને ત્યાંનું પાણી બહુ માફક ન હતું અને બદલી માગતાં ફરી એકવાર મારી ખારાઘોડે બદલી થઈ હતી. પણ આ વખત મારી નોકરી ખારાઘોડામાં ઉપરીની એટલે આસીસ્ટંટ કલેકટરની ઓફીસમાં થઈ હતી. પ્રથમ હતી તે તાબાના સુપરીન્ટેન્ડન્ટની ઓફીસમાં હતી.

પ્રવૃત્તિમાં નિવૃત્તિ

૩૨ મુંબાઈમાં હું ભણ્યો નહીં પણ ગણ્યો. મને સંસારનો અનુભવ થયો. સંસારની ઉન્નતી સારૂ હું ત્યાં પરીક્ષાઓમાં પ્રેરાયો. ટુંક પગારમાં અને ખીલતી જુવાનીમાં મારી નીતિ રીતીની ત્યાં કસોટી થઈ. કર્મ સાચવવામાં ધર્મ છોડ્યો નહીં. અને એકંદરે વિચાર કરતાં હું મુંબાઈથી લેવાયો નહીં. પ્રવૃત્તિના જોશમાં મને નિવૃત્તિ શોધવી ગમી. અને મારા બાહ્ય જીવન ઉપર મારા આંતર જીવનનું જોર મને ભાસ્યમાન થયું. મારા ઉચ્ચ અભિલાષના છોડની ઉર્ધ્વગતી સંસારિક

હતી ખરી પણ તે સીધી હતી અને મુંબાઈમાં વાતા પવનથી તે વાંકી ચુંકી થઈ નહોતી.

૩૩ મુંબાઈ છોડતાં હું જાણે એક યુવાવૃદ્ધ સ્થીતિનો માણસ થઈ ગયો હતો. જોકે ફરી મારે ખારાઘોડે જવું પડયું પણ વેદાંત

જીનું સ્થળ

શ્રવણના તાજા અંકુરોને લઈ મારૂં મન સમતોલ સ્થીતિમાં હોવાથી મને મારા જુના સ્થળની કાંઈ વિશેષ અસર થઈ નહીં. ફરી મારૂં નવું ગામ અને મારો જુનો વાસ. કાળે કરી અહીંઆં પણ ઘણો સુધારો થયો હતો અને જરૂરીઆતી ચીજો મળવામાં ઘણી મુશ્કેલી રહી નહોતી.

૩૪. મારૂં અહીંઆં ઘણું રહેવું થયું નહીં. આસીસ્ટંટ કલેકટર

નોકરીની જોખમી.

ખારાઘોડાની ઓફીસથી આ. ક. નોર્થર્ન ફંટીઅરની ઓફીસમાં મારી બદલી થઈ અને તેનું હેડ ક્વાર્ટર અમદાવાદ હતું. ત્યાં હું અંગ્રેજીમાં એકજ કલાર્ક હતો અને તેથી અંગ્રેજી કામનું જોખમ મારે શીર હતું. મારો ઉપરી એક ખાનદાન કુટુંબનો યુરોપીઅન અને લશ્કરી અમલદાર હતો, એ મોટા મનનો અને સીધી લીટીનો માણસ હતો. તેના ઉપરી કમીશ્નર સાથે તેને મતભેદ થયાં કરતો. કમીશ્નર એક બાહોશ અને ખ્યાતીવાળો સીવીલીઅન હતો અને તેને મતભેદ પસંદ નહોતો. એ બન્ને અમલદારો વચ્ચે જે કસાકસીનો સમય ગયો તેમાં કલમની શક્તી તથા ઝપાઝપી જોવા મને પહેલો પ્રસંગ મળ્યો. પણ હું માત્ર દષ્ટા નહોતો. કામનું જોખમ મારે શીર હતું અને મારો ઉપરી કામની ભૂલમાં ન સપડાય એ મારે જોવાનું હતું. દાવપેચવાળા લખાણનો જવાબ સત્યમાં રહી કરતાં ન ફસાવું એ જોવું મારે હતું. મારી ખીલતી બુદ્ધીને વિકાસનો વખત મળ્યો. ઉપરીથી થવા જોગા જવાબોના મુસદ્દા પણ હું કરવા લાગ્યો અને મારા

ઉપરીનો વિશ્વાસ તથા સંતોષ હું મેળવી શકયો. પણ મારી સ્થિતિ ઘણી કફોડી થઈ હતી. જવાબો ઘડવામાં મારો મુખ્ય હાથ છે એમ કમીસ્નરને ખબર પડી હતી અને હું તેની ખફગીમાં આવી પડીશ એમ એક મારા સ્નેહીએ મને કહ્યું હતું. એક સમયે અમારો અને કમીસ્નરનો મુકામ એકી વખતે ખારાઘોડે હતો અને તે વખત મારા ઉપરીની ગેરહાજરીમાં કેટલીક ફાઇલો મંગાવી તથા મને રૂબરૂ પૂછી કમીસ્નરે મારે વિષે વિચાર બાંધી લીધો હતો. મેં ફાઇલો આપી હતી પણ મારા ઉપરી વિષે રૂબરૂમાં પૂછેલી કેટલીક હકીકત હું કહી શકયો નહોતો. ફાઇલોથી કમીશ્નરે જાણ્યું હોવું જોઇએ કે ઘણા-ખરા જવાબો મારે હાથે ઘડાયા હતા અને એકંદર વિચાર કરતાં મને લાગ્યું હતું કે હું કમીશ્નરની ખફગીને પાત્ર થયો હોઇશ.

નવું સ્થળ.

૩૫. થોડા દીવસ પછી મારી બદલી એ કમીશનરે પોતાની ઓફીસમાં કરી. તે ઓફીસમાં દસ પંદર દક્ષણીઓમાં હું એકલોજ ગુજરાતી હતો. ચાર-પાંચ દીવસ સુધી હું તેમનાં નામ પણ જાણી શકયો નહોતો અને રોજ નવા થતા મુકામોમાં તેમના સહવાસમાં મને ઉતારાની સગવડ પણ થોડી મળતી. હું તે ઓફીસમાં જાણે નવા જળનું માછલું હતો અને મને લાગ્યું કે ઓફીસભાઇઓના મારા પ્રત્યે જુદારાના કારણમાં જાતીભેદની સાથે વખતે મારા પર કમીશ્નરની ખફગીનું પણ કારણ હશે. રાતના દસ વાગતા સુધી મારી ઓફીસ ચાલતી અને મહાબલેશ્વર જેવા દૂર મુકામે જતાં એકાદ દીવસ ખાધાવિના પણ ચલાવી લેવું પડતું. મારા આચાર વિચારની કસોટીનો આ પ્રસંગ હતો. પણ તેની પરીક્ષા ખારેઘોડે થઈ ગઈ હતી. જૂજ વખત થયો હશે અને મેં જોયું કે મારો પ્રથમનો ઉપરી આસીસ્ટંટ કલેકટર લખાણ પઢાણમાં સપડાવા લાગ્યો. પણ હવે તેને મારાથી મદદ થાય તેમ નહોતું. થોડા વખતમાં તેને પોતાની લશ્કરી ખાતાની અસલ જગોએ પાછું હટવું પડયું.

અને લોકોના કહેવામાં આવ્યું કે તેનો ભોગ લઈ હવે કમીશ્નર તમારો ભોગ લેશે. પણ એ વાત ખરી પડી નહીં. જે મારી ફરજની બજવણીમાં મેં ઉપરીનું કામ કર્યું હતું તેની અસર કમીશ્નરને સારી થઈ હતી. અને મારા વિષે તેણે ઉંચો મત બાંધ્યો હતો. ઉત્તર વિભાગના રેવન્યુ કમીશ્નરની ઓફીસમાં મારી બદલી કરાવવામાં તેણે મદદ કરવાથી આ તેનું મન જણાઈ આવ્યું હતું. અને મારી ખેરખા નોકરીનો બદલો મને ખોટો મળ્યો નહોતો. લોઅરની પરીક્ષા આપ્યા પછી ખાસ સરકારની પરવાનગીથી મેં હાયરની પરીક્ષા આપી હતી. અને તેનો કાયદેસર હક મને રેવન્યુખાતાની નીમણુકમાં અપાવી એજ કમીશ્નરે મને ત્યાંથી જતી વખતે પોતાની શુભચાહના મારા પ્રત્યે બતાવી હતી.

૩૬. નોરધર્ન ફ્રોન્ટીઅરની એક નાની જગોના કામમાં મને મોટો અનુભવ મળ્યો. મારા ઉપરી અને તેના ઉપરી વચ્ચેની ખેંચતાણમાં સત્ય મારા ઉપરી તરફ હતું. અને તેથી મારૂં વલણ તે તરફ થયું હતું. હું જાણતો હતો કે મારૂં હિત મારા ઉપરીના ઉપરીના હાથમાં છે પણ તેનો મને વિચાર નહોતો. મારો ઉપરી એક ઉમદા મનુષ્ય હતો અને તેની મુશ્કેલીમાં તેના સત્યને મદદ ન કરવી એ મને પ્રિય નહોતું. તેને અધવચ મુકી કમીશ્નરની ઓફીસમાં જવું મને ગમ્યું નહોતું. હું તેની પાસે રહી તેના લખાણ–પઢાણમાં તેને વિજયી નીવડયો જોવા ચાહતો હતો. જો કે કમીશ્નરે તો મારા ગુણને ગુણ જોઈ મને મદદજ કરી હતી, પણ મારી લાગણી મારા પ્રથમના ઉપરી તરફ હતી. કારણ પોતાની અસલ જગોએ જવામાં તેને ગેરઈન્સાફ થયો હું માનતો હતો. સત્તામાં સત્યથી વિશેષ બળ છે એ મેં પહેલું અનુભવમાં લીધું પણ તેથી મારી સત્યની લાગણી ઓછી થઇ નહીં. મને સ્વાર્થ કરતાં સત્ય વધારે પ્રિય લાગ્યું.

હૃદયનું સત્યબળ.

લખાપઢીની દાક્ષીણ્યતા મેં પહેલી અનુભવી અને તે વિષેની મારી શક્તિ મને જણાઈ.

૩૭. મારો જેમ નોકરીનો તેમ ગૃહસ્થીનો વખત પણ અનુભવનો હતો. મારી મુંબાઇની નોકરીની વખતે મારાં માતુશ્રી ગત થયાં હતાં અને ઘરનો તમામ બોજો મારાં સ્ત્રી ઉપર આવી પડ્યો હતો. મારી કસ્ટમ કમીશ્નરની ઓફીસની નોકરી વખતે મારા પિતા ગુજરી ગયા હતા અને ગૃહસ્થીની ધોંસરી મારી ખાંધપર સજ્જડ થઇ હતી. પરદેશ છતાં, માત-પિતા બન્નેના અવસાન વખતે તેમની પ્રબળ ઈચ્છાનુસાર હું તેમની પાસે આવી પહોંચ્યો હતો અને તેમના પ્રત્યેની મારી છેલ્લી ફરજ મેં બજાવી હતી.

માતા તથા પિતાનું અવસાન.

૩૮. મારા આચાર-વિચારનો પણ આ કસોટીનો વખત હતો. ડીસ્ટ્રીકટમાં ફરવામાં ટાઢ તડકો વેઠી શરીર માંદુ સાજું ન જોતાં એકધારી રહેણી રાખવી સુલભ નથી. મને સાંભરે છે કે કસ્ટમ કમીશ્નરની ઓફીસમાં વલસાડ મુકામે, પિતા જવાથી શોકગ્રસ્ત અને તાવમાં સપડાએલો હું મારી ઓફીસથી રાત્રે દસ વાગે આવી ધર્મશાળામાં એકલો કરી ખાતો, અગર પડી રહેતો. અને ઓફીસના દક્ષણી ભાઇઓ મને ગુજરાતી એટલે વાણીઓ ગણી પોતાના ઉતારામાં સમાસ ન કરતા. તે વખતે સુરતના એક વણીક ગૃહસ્થ અને મીઠ ખાતાના હુદ્દેદાર મારી સ્થીતિ જોઈ મને પોતાને ઘેર લઇ ગયા અને ત્યાં મુકામ કરાવ્યો. પહેલે દીવસે હું સુમારે દસેક વાગે રાતે ઓફીસથી આવ્યો અને મેં જોયું તો મારા ચુલાની પાસે મારા નોકરની સાથે એ ગૃહસ્થની વયોવૃદ્ધ સ્ત્રી મારૂં શાક સમારતાં બેઠાં હતાં. મેં કહ્યું બેન તમે શું કરવા જાગો છો ? હું નાહીને બે ચોપડાં કરી ખાઈ લઇશ. બાઇએ કહ્યું તમે નાહો હું બેઠી છું અને છેવટ

હૃદયનું ધર્મબળ.

હું જમી રહ્યો ત્યાં સુધી આસના વાસના કરતાં તે ત્યાંજ બેઠાં હતાં. બે—ચાર દીવસમાં તે ગૃહસ્થની માત્ર ભાવવાળી લાગણીથી મારૂં શરીર દુરસ્ત થઇ ગયું. કંઈ વર્ષો પછી જ્યારે હું ડેપ્યુટી કલેકટર થઈ વલાસાડ ગયો ત્યારે મારી પ્રથમની ધર્મશાળા મેં જોઈ હતી કે જ્યાં ઓફીસથી રાતે આવી તાવ ભરેલો નોકરના આશરા નીચે હું સુઇ રહેતો અને તે ધ્રુલ્હકદાર ગૃહસ્થની પણ મેં તપાસ કરી હતી પણ તેઓ ગત થઈ ગએલા મને કહેવામાં આવ્યું. આવીજ રીતે મહાબળેશ્વર મુકામે સામાન નહીં આવી પહોંચવાથી મેં એક દિવસ ખાધા વગરજ કાઢી નાંખ્યો હતો પણ ધર્મ છોડયો નહોતો. બારેઘોડે શરૂ થએલી આચાર—વિચારની દઢતા હવે દઢ થઇ હતી અને મને ભવિષ્યમાં એ વિષેની ધાસ્તી રહી નહોતી.

૩૯. મારૂં મન પ્રથમથી લેન્ડ રેવન્યુ ખાતાની નોકરીમાં હતું. હું અમદાવાદ કલેકટરની ઓફીસમાં ઉમેદવાર હતો. અને અવારનવાર ત્યાંજ એકિંટગ જગોમાં કામ કરતો. અકસ્માતથી કસ્ટમ કમીશ્નરનું ત્યાં આવવું થએલું અને હું તેમની નજરે પડતાં મારૂં તેમના ખાતામાં જોડાવું થયું. જો કે એ ખાતું વિશાળ હતું, એની હદ આખા મુંબાઈ ઇલાકામાં હતી અને તેથી બહોળો અનુભવ લઇ શકાય એમ હતું પણ મારા અંતરની રેવન્યુ ખાતાની લાલસા ગઈ નહોતી. અને તે લાલસા આશરે સાત વર્ષની મીઠ ખાતાની નોકરી પછી પરીપૂર્ણ થઇ હતી. મને તેમાં ઇશ્વરનો અદશ્ય હાથ લાગતો હતો, કારણ જે મીઠ ખાતાના નોકરને રેવન્યુ ખાતાની લોઅર હાયર આપવાની પ્રથમ છૂટ મળેલી તે પાછળથી બંધ થએલી અને તે બંધ થયાં પછી મને સરકારે ખાસ પરવાનગી આપી હતી. અને કમીશ્નરની ખાસ મદદથીજ હું ખાતું બદલી શકયો હતો. મારા અંતર જીવનને આ બનાવથી ઘણી પુંષ્ટી મળી હતી, અને મને એમ ભાસ્યું હતું કે મારી પીઠપર પ્રભુ છે અને હું તનહા નથી.

પ્રભુનો હાથ.

૪૦. મહાબળેશ્વરથી પગ અને દરીઆ રસ્તે મુસાફરી કરી રેવન્યુ કમીશ્નરની ઓફીસમાં જોડાવા હું અલીબાગ ગયો હતો. પણ મુકામ લાનોલી ઉપડી જવાથી હું ત્યાં જઇ દાખલ થયો હતો. જો કે આ ઓફીસમાં પણ દક્ષણી ઘણા હતા અને તેની સાથે ફીરંગી, પારસી તથા યુરેઝીઅન પણ હતા પણ બીજી દફતરદારની ઓફીસમાં ગુજરાતી વર્ગ સારો હતો. અને તેથી હું જાણે મારા ઘરમાં આવ્યો એમ મને લાગ્યું. હેડ કવાર્ટર તે વખતે પુને હતું અને ચોમાસું અમે ત્યાં કાઢતા. સૉલ્ટમાંથી મને રેવન્યુમાં લેવા કમીશ્નરની ઓફીસની મરજી નહીં પણ મને લેવો પડયો હતો તેથી થોડોક વખત ઓફીસમાં મારી સ્થીતિ એક પરાણે આવેલા માણસની રહી હતી. પણ હું ઘડાએલો હતો તેથી મારા દીવસ મેં સહેલાઇથી પસાર કર્યા. અંતે કામમાં મારૂં ઉપયોગીપણું જણાતાં મને સ્પેશીઅલ રીપોર્ટોનું કામ સોંપવામાં આવ્યું. અને તેમાં મારો ઘણો વખત જતો. કવાયદ અને કામ સબંધી જ્ઞાનમાં એ ઓફીસ ઘડારૂપ હતી અને ત્યાંના માણસોની રહેણી ઉંચ્ચ હતી. તેઓ રોકડે પૈસે ચીજ ખરીદતા અને ગામ કે તાલુકાના અમલદાર પાસે માગવું અને મરવું બરાબર ગણતા. મને હજી સુધી કમીશ્નરની ઓફીસનો ઢચરકો આવે છે. મામલત મળવાનો મારો કાળ પાકી ગયો હતો. પણ હું બીન વસીલદાર હતો અને કામ જે મારો વસીલો હતો તે મને ઓફીસ છોડવા દે એમ નહોતું. આ મારી ફીકરમાં એક બનાવ એવો બન્યો કે જેનાથી મારી ફીકર દૂર થઇ અને મને મામલત મળી.

સ્થાન ફેર.

૪૧. કમીશ્નરની ઓફીસમાં કારકુન વર્ગમાં બે મુખ્ય જગા હતી. એક હેડકલાર્કની અને બીજી ચીટનીસની. મારો તે જગો માટે હક હતો પણ ચીટનીસની એક વખત એકટીંગ જગો ખાલી પડતાં તે મને મળી નહીં. અને મને તીવ્ર નાઉમેદી થઇ. મારો એસીસ્ટંટ કમી-

નવું કામ.

સ્નર એક બાહોશ પીરંગી હતો. તેને આ બનાવ ગમ્યો નહીં અને તેથી મારે સારૂ તેણે હેડકલાર્કની જગોમાં ગોઠવણ કરી. ચીટનીસી ન મળવાથી મારી નાઉમેદી રહી નહીં. અને હું હેડકલાર્કના કામ ઉપર દાખલ થયો. ઓફીસમાં સરખી પાયરીમાંથી ઉપરી થઈ મારે કામ લેવાનું હતું. પણ હું મારી ઓફીસના માણસોની માન તથા પ્રીતિની દૃષ્ટિ સંપાદન કરી શક્યો હતો. તેમના પ્રથમના પ્રિય હેડકલાર્ક રા. સવાઈલાલ ગોવિંદરામની સાથે તેઓ મને ગણતા હતા. મામલત સારૂ મારો હક તો થએલોજ હતો. હેડકલાર્કનું કામ કર્યા પછી મને અવલ કારકુન તરીકે મામલતનું કામ શીખવા મોકલવાની તેઓએ જરૂર ધારી નહીં. સરકારની પરવાનગીથી મને ત્રણ માસની રજા આપી કામ જોવા એક તાલુકે જોડયો. મેં બારનીશી, તીજોરી, જમાબંધી, ચીટનીસી ફોઝદારી વીગેરે તમામ દફતરોની માહીતી મેળવી અને જાતે કામ કરી જોયું. લગભગ માસ દોઢ માસમાં હું તૈયાર થઇ એમ અને મને ત્રણ માસ ન રોકતાં તુરત મામલત આપી. લગભગ દશ વર્ષની નોકરી પછી મારી કારકુની લાઇનની સમાપ્તી થઈ અને હું અમલદારની લાઇનમાં જોડાયો.

૪૨. શો દશ વર્ષનો અનુભવ નોકરીનો તથા ગૃહસ્થીનો? બન્નેમાં તાબાની જગો પરથી હું સ્વતંત્રતામાં આવ્યો. શું નોકરી કે શું ઘર બન્ને ઠેકાણે જોખમ મારે શીર આવ્યું.

ઉચ્ચ અભિલાષ ફળ. માત્ર આટલાજ કાળમાં અમે સ્ત્રીપુરૂષ જાણે વૃદ્ધ બની ગયાં હતાં. નોકરીના અંગે મારી ઉચ્ચ અભિલાષ ઉચ્ચ જગો પ્રાપ્ત થતાં બર આવી હતી. ઘરના અંગે મારી ઉચ્ચ અભિલાષ ઘરની ઇજ્જત સ્થપાતાં બર આવી હતી. આ વખતે સંતતીમાં એક પુત્રી તથા એક પુત્ર (કમળાશંકર) મારે હયાત હતાં. મારો વિદ્યાવિલાસ તથા મારા આંતરજીવનનું વહન ચાલુ હતાં. મને વાર્તાના રસના નોવેલ કરતાં જ્ઞાનના રસના નોવેલ વધારે ગમતાં અને તે દરેકમાં હું તત્વ શોધતો. સ્કોટનાં નોવેલ મને ન ગમતાં

એમ ન હતું પણ ડીઝરાએલીનાં વધારે ગમતાં. રેનોલ્ડનો મેં ચુરો કર્યો હતો અને તેની નામોશીમાં તેની સત્યપરાયણતા મને ભાસી હતી. મારા એક વિદ્વાન મિત્ર સાથે શેક્સપીઅર ઉપર જરવાઇનસની કોમેન્ટરી વાંચતાં હું તલ્લીન રહેતો અને કાયદાની પરીક્ષાઓમાં પણ જાણે તેનું તત્વ જાણવા જેમકે (Best law of Evidence) માં વધારે આનંદ લેતો. હજી સુધી મારી ઉચ્ચ અભિલાષ સંસારિક હતી અને મામલત મળતાં તે વધારે–પ્રજ્વલીત થઈ હતી. એ અભિલાષ સત્ય ટપી જતી નહોતી. તેથી તે નોકા સઢ અને સુકાન વિનાની નહોતી.

૪૩. આજસુધી તાબાની નોકરીમાં કહ્યું કરવાનું હતું. હવે વિવેકબુદ્ધિ વાપરવાની હતી. ઈન્કમટેક્ષની શરૂઆતીનો આ વખત હતો અને રૈયતને હું એક young મામલતદાર લાગ્યો હતો. ટેક્ષના જોખમના કામ વિષે કલેકટરે પણ કમીશ્નરને મારા વિષે અંદેશો બતાવ્યો હતો કારણ હું બીન અનુભવી હતો. પણ કમીશ્નરની ખાત્રીથી અને પછી મારા કામથી એ અંદેશો એમને રહ્યો નહોતો. ટેક્ષના કામમાં મેં સરકાર કે રૈયતને ગેરઈન્સાફ થવા દીધો નહોતો અને જીલ્લાના ટેક્ષના પત્રકો પૈકી દસક્રોઇ તથા મારા તાલુકાનાં પત્રકો પ્રથમ પાસ થયાં હતાં. નાગર ક્ષત્રીની હરીફાઈ હજી લય પામી નહોતી. અને જુના બધા માણસો બે માસની અંદર મારી ઓફીસ-માંથી ખસેડી મારી કસોટી લેવાઇ હતી. ખટપટને લઇ મારી ઓફીસ વિષે વર્તમાનપત્રોમાં ચર્ચા આવી હતી. અને તેમાં એક નિરપરાધી માણસને ભોગ થઇ પડતાં મેં અટકાવ્યો હતો. અમુક કારકુન વિષે ભંભેરાએલો કલેકટર પોતાના વિચાર સાથે મારી સંમતિ ચાહતો હતો. અને હું જ્યારે તે સંમતિ આપી ન શક્યો ત્યારે તે મારા વિષે પણ ભંભેરાયો. આખર, તે કારકુન મોટી સજામાંથી બચ્યો પણ મારા વિષે કલેકટરના મનમાં ડંખ રહ્યો. સત્ય કરવામાં

અનુભવ.

આંચ કેવી રીતે લાગી જાય એ મેં પહેલું જોયું. પણ એ પણ જોયું કે સત્ય કરવામાં મને આંચનો વિચાર કમ રહેતો હતો અને મને કસોટી પર મુકતાં હું કસમાં આવી જતો. હું હાએ હા કરી શકું એમ મને ન લાગ્યું તેમ ઉપરીની મહેરબાની માટે નિરાધાર નિરપરાધીનો બચાવ છોડી દઉં એમ પણ ન લાગ્યું. ભોગ થઇ પડનાર કારકુનની બાબતમાં કલેકટરે મારી સોગનપર જુબાની લીધી હતી અને ઘડીભર મને ભાસ્યું હતું કે કામે ગંભીર સ્વરૂપ પકડ્યું. કમનસીબે કલેકટર સારો પણ દોરવાય એવો હતો અને તેથી આવા બનાવો બનતા. થોડાજ વખતમાં મારી બીજે તાલુકે બદલી થઇ હતી. અને મામલતના મારા પ્હેલા અનુભવની સમાપ્તી થઈ હતી.

૪૪. પહેલો અનુભવ શો થયો ? અનુભવ એજ કે મને સત્ય પ્રિય હતું અને હું તેથી દોરવાતો. હું નિરપરાધી ગરીબની વ્હારે ચઢતો અને ત્યાં પોતાનું હીત જોતો નહીં.

**સત્યની પ્રિયતા.**

મને અનુભવ એ થયો કે જેમ સત્ય બચાવની હ્લલ છે તેમ તેને અસત્યના ઘા ખમવા પણ પડે છે. એ ઘાથી ડરનાર સત્યમાં રહી શકે નહીં. મને એ પણ લાગ્યું કે નોકરીમાં મારૂં નિશાન ઉજ્વળ નામ પર હતું, પૈસા પર નહોતું. મને સત્તા ગમતી પણ તેનો આડંબર ગમતો નહીં. મને સાદાઇ પ્રિય હતી અને જાહોજલાલી મને વળગતી નહોતી. મારા ધણીની મારા પ્રત્યેની પ્રીતિ મારી ખેરખાઇને લઈ હતી. અને પ્રજાની મારા તરફની પ્રીતિ મારી ઇન્સાફી દૃષ્ટિને લઇ હતી. આ બન્નેની પ્રીતિ કે અપ્રીતિનો વિચાર ન આવતાં મારૂં મન સત્ય લાગે તે તરફ વળતું અને તે કરવા હું તત્પર થતો.

૪૫. મારી મામલતના બીજા સ્થળમાં તાલુકા સાથે જીલ્લો પણ બદલાયો અને મારૂં ખાસ કામ પણ બદલાયું. પહેલા સ્થળમાં

સ્થાનફેર. માારૂં ખાસ કામ ઈન્કમટેક્ષનું હતું અને તેમાં મારે સરકાર અને રૈયત વચ્ચે અદલ રહેવાનું હતું. બીજા સ્થળમાં મારૂં ખાસ કામ રૈયત વર્ગની ખટપટનું જોર તોડવાનું હતું અને તેમાં મારે સરકારનું નીચે નમેલું ત્રાજવું ઉપર લાવવાનું હતું. સરકારનો અમલ ત્યાં રૈયત વર્ગના એક વકીલના હાથમાં હતો. સરકારની ઉપજ તથા ઇન્સાફનું હીત ત્યાં સચવાતું નહોતું. મારૂં કામ મુશ્કેલ હતું. એ વકીલને મારા તુરતના ઉપરીની સહાય હતી, અને તેથી સરકારનું હીત જોવા જવામાં મારે મારી નોકરી પણ સાચવવી મુશ્કેલ હતીઃ મારી જગોના પ્રથમના અમલદારે પોતાના તુરતના ઉપરી તથા એ વકીલની આંખે જોઇ પોતાનું કામ કર્યું હતું. અને એ માર્ગ સરળ હતો. પણ મને મારી આંખે (એટલે સત્યની આંખે) જોવાની ટેવ હતી, તેથી મારાથી એ બની શકે તેમ નહોતું. વકીલ એક બાહોશ, દુરંદેશી, તથા વિવેકી નર હતો અને તેનું વજન મારા ઉપરી પાસે હોય એમાં નવાઈ નહોતી. પણ એ બધી ચીજ મારા કર્તવ્યની સામે હતી. અને મારો માર્ગ વિકટ હતો.

૪૬. ચાર્જ લેવાની સાથે મારા તુરતના ઉપરી તરફથી મ્યુનીસીપાલીટીના એ વકીલ વાઇસ પ્રેસીડેન્ટને પ્રેસીડેન્ટની જગોપર મુકવા અને મને વાઇસ પ્રેસીડેન્ટ કરવા સૂચના થઇ. પણ મારી કોર્ટમાં હું એ વકીલનો ઉપરી અને મ્યુનીસીપાલીટીમાં એ મારો ઉપરી એ કફોડી સ્થિતિમાં આવવા મેં ના કહી. હું રૈયતના અખત્યારની સામે નહોતો પણ હું સરકાર અને રૈયત બેને ધણી કરી શકતો નહોતો. પરિણામ એ થયું કે વકીલની પ્રેસીડેન્ટની નીમણુંક થઈ શકી નહીં અને હું, વકીલ તથા મારા ઉપરી બન્નેની ઇતરાજીનો પાત્ર બન્યો.

વિચારની સ્વતંત્રતા.

૪૭. મારે મારૂં કામ તલવારની ધારપર કરવાનો વખત આવ્યો. લોકની દષ્ટિમાં તો જાણે મારા ભાવીનું નિર્માણ થઈ ચુક્યું

સત્યની દઢતા.

હતું. ખટપટનાં મુખ્ય ધામ બે હતાં. એક મ્યુનીસીપાલીટી અને બીજું ફોઝદારી કામ. નનામી અરજીઓ, છાપામાં ટીકાઓ, લોકોમાં ગીબતો એમ થતાં થતાં ખટપટે રૂપ પકડયું અને પ્રસંગ એવો આવ્યો કે પોલીસ પણ મારી વિરૂદ્ધ થઈ. પોલીસના એક જમાદાર અને ઉંચ કુટુમ્બના માણસપર ઘરપ્રવેશનો આરોપ આવતાં મારે તેને સખ્ત સજા કરવી પડી હતી. કારણ સ્ત્રીની લાજ લીધાનો તેમાં સવાલ હતો. જે પોલીસ રક્ષણકર્તા તેજ ભક્ષણકર્તા બનવાથી રૈયતમાં અને ખાસ કરીને વહોરા કોમમાં ઘણો ખળભળાટ થઈ ગયો હતો અને ઇન્સાફ તથા સરકારના નામ ખાતર ખાસ દાબ દેવાની જરૂર હતી. કરેલી સજા ફેરવવા બનતી તજવીજ થઈ હતી. પણ સજા બહાલ રહી હતી. બીજી તરફ સરકારની ઉપજનું હીત ન જોતાં મ્યુનીસીપાલીટી તરફથી સરકારની જમીન વેચી નાંખવામાં આવતી હતી એમ મારે મારા ઉપરીને બતાવવા કારણ ઉત્પન્ન થયું હતું અને તેના પરિણામે કમીશનરને મારા વિરૂદ્ધ અરજીઓ થઈ હતી. કમીશનરનો મારે તાલુકે મુકામ થયો હતો અને તેમાં થએલી તપાસના અંતે સરકારના અમલદારને પુછ્યા શિવાય મ્યુની-સીપાલીટીએ જમીન વેચાણ ન આપવા સરકારથી ઠરાવ થઇ આવ્યો હતો. નિડરપણે મારૂં ઇન્સાફનું તથા સરકારના હીતનું કરેલું કામ જોઇ મારા કમીશનરને મારા વિષે સારી અસર થઇ હતી. અને થોડે વખતે મારી ત્યાંથી અન્ય સ્થળે બદલી થઈ હતી. રૈયતને પોતાને માથે ધણી છે અને તે ઇન્સાફી છે એમ લાગતાં એકંદર તમામ રૈયતને મારા પ્રત્યે ઉંડી લાગણી થઇ હતી. કાંઇક સમય ગયા પછી એ સમજુ વકીલની પણ લાગણી હું મારા તરફ મેળવી શકયો હતો અને અમારા બન્ને વચ્ચે છેવટમાં પરસ્પર સ્નેહભાવ થયો હતો. તેમને આખરે મ્યુનીસીપાલીટીના પ્રેસીડેન્ટનો હોદ્દો તથા માનનો ખીતાબ પણ મળ્યાં હતાં.

૪૮. આ તાલુકાએ મારૂં નામ સ્થાપ્યું. મારામાં વવાએલા સત્યના અંકુર ફુટી નીકળ્યા. સ્વાર્થના હીમથી તે ઠીંગરાઈ ગયા નહીં. તેમજ ભયના દાબથી તે વધતાં અટકયાં નહીં. સત્યમાં રહેલી મારી સ્વતંત્રતા જણાઇ આવી હતી. આ બધા સમુદાયમાં મારી દીલની દયા તથા મગજનું નિરભિમાનીપણું ખસ્યાં નહોતાં.

સ્થાનફેર.

૪૯. આ કારકીર્દિ મને ભવિષ્યમાં કામ આવી હતી. નવે તાલુકે જતાં પહેલાં, મારૂં નામ ત્યાં જઈ પહોંચ્યું હતું. ભોગજોગે એ તાલુકો પણ એક વકીલના હાથમાં હતો. પણ મને એનો શ્રમ પડયો નહોતો. ઉંચ નવી સંધા વર્ગ પૈકીના એ ગૃહસ્થ વકીલે પોતાની છાયા મારા કામના કોઇપણ માર્ગમાં પડવા દીધી નહોતી. અને તેથી એ તાલુકે જે મારે મુખ્ય કામ કરવાનું હતું તે સરળતાથી મેં કર્યું હતું.

શાખ.

૫૦. જેમ મારે પ્રથમનો તાલુકો અમલદારની ભલાઈના લીધેલા લાભમાંથી મુક્ત કરવાનો હતો તેમ આ તાલુકો અમલદારની કહેવાતી બુરાઈના અસંતોશમાંથી શાંત પાડવાનો હતો. પહેલાંના તાલુકામાં મારૂં કામ મારા જાતિસ્વભાવથી ઉત્પન થયું હતું. આ તાલુકામાં મારા ઉપરી તરફથી એ મને સોંપવામાં આવ્યું હતું. મારી વય પુખ્ત નહોતી. યુવાવસ્થાના અમલદારથી ભયભીત થએલું રૈયતનું દીલ પુખ્ત વયના અમલદારથી ઠેકાણે બેસાડવાનું હતું. છતાં મારા જેવા જુવાનની બદલી અહીંઆં કેમ કરી એમ કમીશ્નરને કલેકટર તરફથી પુછવામાં આવેલું પણ મારા કામમાં વયોવૃદ્ધતા જોવામાં આવશે એમ જવાબ મળવાથી મારા હાથમાં એ ખાસ કામ મને સોંપવામાં આવ્યું હતું. મેં તુરતજ જોયું કે રૈયતનું મન દુભાયું છે, રૈયત વકીલની

પુખ્તાઈ.

આંખે જુએ છે અને હું કોઇની આંખે જોઇ શકું તેમ નથી પણ મને લાગ્યું કે કારણ બંધ થતાં કાર્ય પોતાની મેળે બંધ થશે. અને રૈયત આપોઆપ શાંત થઇ જશે. આમ સમજી હું મારા બીજા કામમાં મશગુલ થયો. કાંઇક સમય ગયા પછી મેં જોયું તો મારી ધારણા બર આવી. અને મારા ખાસ કામની કાંઇ જરૂર રહી નહીં. હું સરકાર તથા રૈયત બન્નેની પ્રીતિ મેળવી શક્યો. એક પ્રસંગે મારા તુરતના ઉપરીએ મારા આ તાલુકાના કામ વિષે નીચેના શબ્દો વાપર્યા હતા. **He has a difficult post at × × × but is working there successfully. He works with zeal but is not carried away by impulses.** વકીલ પણ પરીક્ષક વર્ગનો માણસ હોવાથી તેમણે મારી કદર કર્યાની મને તાલુકો છોડયા પછી ખબર પડી હતી. અને ખરેખર તેમના વિષે મને પણ અરૂચીનું કારણ મળ્યું નહોતું. ઉલટો અમારી વચ્ચે સ્નેહ થયો હતો એમ કહું તો ચાલે.

ખાસ કામ.

૫૧. આ તાલુકે હવે થોડો વખત કાઢી મારી ખાસ કામ (**Special duty**) પર બદલી થઈ હતી. આ તાલુકાના કામની આખરમાં મને લાગ્યું હતું કે એક તરફ મારી અને રૈયત વચ્ચે જેમ અજાણપણું રહ્યું નહોતું તેમ બીજી તરફ મારી અને સરકાર વચ્ચે પણ હતું. મારી છાપ પડી ચુકી હતી અને મને તેથી સંતોષ હતો. ગૃહસ્થી તરફ પણ જોતાં મને અસંતોષનું કારણ નહોતું.

કામનું સ્વરૂપ.

૫૨. પણ નિવૃત્તિ મને સરજીત નહોતી. મારી ખાસ કામપર થએલી બદલી પોલીટીકલ ખાતામાં હતી. અને તે હીસાબના કામ સબંધી હતી. મામલતમાં હું સીનીઅર નહોતો. હીસાબની કામગીરી મેં કરી નહોતી. શા કારણથી મારી નીમણુંક થઈ તે હું સમજી

શક્યો નહીં. મહીકાંઠા, રેવાકાંઠા, અને પાલનપુરમાં હીસાબનું ઑડીટ કરવામાં મારે શું કરવાનું છે એ કમીશનર પાસેથી જ્યારે હું સમજ્યો તથા એ વિષે કાગળોથી માહીતી લીધી, ત્યારે મને સમજાયું કે પોલીટીકલ ખાતામાં રેવન્યુ ખાતાનો આ પ્રથમ પ્રવેશનો એક અંક હતો. અને તેના હરેક કામમાં લાગેલો સડો દૂર કરી તેમાં ચોખવટ કરવાની હતી. સ્થળ ખટપટનું હતું. અને કેટલાક અમલદારોએ ત્યાં જવા ના પણ પાડેલી. પણ મને ખટપટના ડરથી કામ કરવાની તક ખોવી ગમતી નહોતી તેથી હું મારા કામ પર જોડાયો અને પ્રથમ મહીકાંઠે ગયો.

સ્વાર્થનો ભોગ.

૫૩. હીસાબી કામમાં ઉંડા ઉતરવાથી મને લાગ્યું કે કામ પદ્ધતીસર નથી અને તેથી તેમાં ગોટાળો છે. ગોટાળો તપાસતાં નામ નવેશીપર વાત આવી અને છેવટે કેસો ઉભા થયા. કમીશનરે સાદરે મુકામ કરી મને તથા મારા કામને બરોબર તપાસ્યાં. અને પરીણામે તેમની ખાત્રી થતાં મારા વિષે તેમનો ઉંચ્ચ અભિપ્રાય થયો. એક કસોટી તેમણે મારી એવી કરી હતી કે જે અમલદારને ખટપટના છાંટા ઉડતાં નોકરીપરથી સસ્પેન્ડ કરવામાં આવેલ તેની જગોપર તેમણે મને મુકવા કહ્યું અને મેં જ્યારે તે વધારે પગારની જગો લેવા ના પાડી એમ કહીને કે તે લેવાથી મારા કામપર સ્વાર્થનો આક્ષેપ આવશે ત્યારે તેના દીલમાં મારે વિષે ઘણો સમાસ થયો હતો.

સ્થાનફેર.

૫૪. સાદરાથી હું પાલનપુર ગયો હતો. મહીકાંઠાના પ્રમાણમાં ત્યાં કાંઈ વિશેષ નહોતું. ધોરણની ખામી તો ત્યાં પણ હતી પણ દગો નહોતો.

૫૫. આ બે એજન્સીમાં વખત ઘણો જવાથી હું રેવાકાંઠે જઈ શક્યો નહોતો. થએલા ઑડીટથી સીદ્ધ થયું હતું કે હીસાબી

ખાસ કામ પુરૂં.

કામ ધોરણ ઉપર મુકવા જરૂર છે અને તે વાત સરકારને કાને નાંખી મને ધોરણ ઘડી કાઢવા નીમ્યો. મારા કમીશનરે મને આ વખત કહ્યું હતું કે ઇમારત તોડી પાડતાં તમને આવડયું હવે ઇમારત બાંધી બતાવવાનું છે. હીસાબના નમુના તથા રૂલ્સ મેં ઘડી કાઢયા હતા અને તે અમલમાં મુકી બતાવ્યા. પાછળથી તેમાં સુધારો વધારો થયો હતો. અને એકંદર એજન્સીનું કામ ધોરણપર મુકાયું હતું. નમુના તથા રૂલ્સ ઉપજાવી કાઢવામાં મને હીસાબના તત્વની માહીતી મળી હતી અને મારે હાથે કાઠીઆવાડ એજન્સીમાં પણ સુધારો કરાવવા એકાઉન્ટન્ટ જનરલે સરકારમાં લખ્યું હતું. જો કે તે સુધારો પોતાને હાથેજ કરી લેવાનું પોલીટીકલ એજન્ટે કહેતાં મને એ તક મળી નહોતી. હીસાબી કામની સાથે વહીવટી કામની ખામીઓ જે મારી નજરે પડતી તે હું વખતો વખત મારા ઉપરીના ધ્યાનપર લાવતો અને તેને પરીણામે મારા એકંદર કામ વિષે સરકારે મને સંતોષ બતાવ્યો હતો. કામ પુરૂં થતાં હું મામલતમાં પાછો ફર્યો હતો અને મારી નીમણુંક પ્રથમ કરતાં બીજે તાલુકે થઈ હતી.

સત્યતાનો કસ.

૫૬. મારા એજન્સીના કામનું પરીણામ શું હતું? હીસાબી કામમાં મારૂં નામ થયું. ખાલસાના માણસો તરફ એજન્સી અમલદારોનો અણગમો છતાં તથા જુનું ફેરવી નવું ન કરવાની તેમની મનેચ્છા છતાં હું તેમની સંમતિ સાથે કામ કરવા શક્તિમાન થયો હતો અને તેથી હું પોલીટીકલ ખાતાના કામને લાયક ગણાયો. મેં ખટપટ સારી પેઠે જોઇ તથા એ પણ જોયું કે કસમાં આવતાં મારૂં મન સત્ય તરફ વધારે કસાય છે. મેં એ પણ જોયું કે ખટપટમાં સત્ય છોડવા જરૂર નથી પણ તેને સંભાળી ચાલવું પડે છે અને તેના માટે ભોગ પણ આપવો પડે છે. છેવટમાં એ પણ જોયું કે મોંઘું નામ મોંઘી રીતે મળે છે અને સોંઘી રીતે મળેલું નામ સોંઘુજ હોય છે.

૫૭. મારે નવે તાલુકે કોઇ ખાસ કામ પ્રથમ જોવામાં આવ્યું નહોતું. મારા સ્પેશીઅલ કામની કદર કરનાર કમીશનરની બદલી થતાં મને સ્પેશીઅલ બદલો કોઇપણ રૂપમાં મળતાં અટક્યો. ઉલટી તેથી ઉત્પન થએલી ઇર્ષાને લઇ નવા કમીશનરનું મારા તરફનું મન

**સત્યની નિડરતા.**

લુલું કરી નાંખવામાં આવ્યું અને તેમાંથી પસાર થતાં મને ઘણી ઘણી મુશ્કેલીઓ આવી હતી. એક લખાણમાં મારા સ્પેશીઅલ કામ વિષે કમીશનરે વાપરેલો શબ્દ મને સખ્ત લાગતાં તે શબ્દ પાછો ખેંચી લેવા મારે વિનંતી કરવી પડી હતી. અને તે વિષે મારૂં મક્કમપણું જોઇ કમીશનરે મને દીલસોજીના રૂપમાં ઇન્સાફ આપ્યો હતો. પણ મારૂં દીલ દુભાયું હતું અને મને એમ લાગ્યું હતું કે સારા કામનો બદલો તે કામમાંજ સમજવો. જે ઉપરીથી બદલો લેવા ઉમેદ રાખે તે ફરી સારૂં કામ કરી શકે નહીં.

૫૮. મારા નવા તાલુકામાં એક ખાસ કોમનું જોર હતું. અને ભોગજોગે મારા તરતના ઉપરીની તે કોમ મહેરબાની ભોગવતી. મારા સીધા સરળ કામમાં આ એક મોટી આડખીલ હતી. અને સરકારનું હીત સાચવતાં તે આડખીલ મને નડી હતી. એક ધનાઢ્ય શેઠીઆના

**સત્યની કસોટી.**

બંગલા નીચેની સરકારી જમીનના દબાણના કામમાં મારે મારા તુરતના ઉપરીના મતથી જુદા થઇ સરકારનું હીત સાચવવા જતાં મેં તેમનો મારા વિષેનો સારો અભિપ્રાય ગુમાવ્યો હતો અને દૂરના દક્ષીણના તાલુકે વગર વખતની બદલી વહોરી લીધી હતી. આથી મેં જોયું કે સરકારના હીત કરતાં ઉપરીની મરજીમાં પોતાનું હીત વધારે રહ્યું છે પણ મારો સત્યનો ઇશક એમ છુટે એમ નહોતો તેથી હું મારા માર્ગમાં કાયમ રહ્યો હતો.

૫૯. પણ હજી આટલેથી બસ નહોતું. મારા નવા દક્ષીણના

તાલુકામાં બ્રાહ્મણ પરભુ વચ્ચે પૂરજોસમાં કસાકસી ચાલતી હતી.

વીશેષ-કસોટી.

અને મારી બદલી થતાં મને બ્રાહ્મણોએ પોતાનો ગણી લીધો હતો. હું પણ બ્રાહ્મણ હતો તેથી તેમની ગણનામાં ભૂલ નહોતી પણ મને જાત કરતાં સત્ય વધારે પ્રીય હતું. અને મારા કામમાં મનેલાગ્યું કે બ્રાહ્મણ સત્તામાં છે અને પરભુ માર્યા જાય છે. તલાટી બ્રાહ્મણ, ડીપોટી બ્રાહ્મણ, તેમનો શીરસ્તેદાર બ્રાહ્મણ, ચીટનીસ બ્રાહ્મણ, હેડકલાર્ક બ્રાહ્મણ અને છેવટમાં કલેક્ટર પણ બ્રાહ્મણ—વત. મારાથી આ બ્રાહ્મણોના સમૂહને મળીને ચલાય તેમ નહોતું અને તેમણે પણ જોઈ લીધું કે આ માણસ આપણા વળનો નથી. મારે ભાષા નવી, મુલક નવો, માણસ નવાં અને સત્તાવાળો વર્ગ વિરૂદ્ધ, એ સ્થીતિમાં કામ કરવાનું હતું. મેં જોયું કે મારો ફોઝદારી બ્રાહ્મણ કારકુન મારા કહેલા શબ્દો મરાઠી જુબાનીમાં લખતો નથી અને મારે હાથે લખેલી ઈંગ્રેજી જુબાની તથા તેમાં ફેર પડશે અને તે ફેરને લઈ એ લોકો મારી ભૂલ કાઢશે. આખરે મારે કચેરીના એક બીન અનુભવી, તદ્દન જુવાન, પરભુ ઉમેદવારથી એ કામ લેવું પડયું. તુમારી કામમાં પણ ઝપાઝપી ચાલવી શરૂ થઇ અને એકંદર અસ્વસ્થ મનથી મારે કામ કરવું પડયું. મારો આંતરિક બાનો સત્ય અને નિરાધારના બેલીનો હતો. અને હું મારા કામમાં મચ્યો રહ્યો. કબજાના દાવામાં ખાઇ બદેલા બ્રાહ્મણ મુખત્યારોએ કરાવેલા ખોટા દસ્તાવેજો પકડી ગરીબ લોકોની મીલ્કત તફરકે થતાં અટકાવી અને શું ખોટા આબકારી કેસોમાં કે બીજામાં, અન્યાયને જડમુળથી બેસાડી દીધો. નજદીક આવેલા મુંબાઈ શહેરમાં તે વખત હીંદુ મુસલમાન વચ્ચે ભારે હુલ્લડ થયું હતું. મારા તાલુકામાં જુલાઇ (વણકર) મુસલમાનની ખાસ વસ્તી હતી. અને મુંબાઇની અસર મારે તાલુકે થઇ હતી. એક ધનાઢ્ય મુસલમાનના ઓરસને દીવસે મધરાતે તલવાર—બંધ સીપાઈ સાથે ઉશ્કેરાએલા ટોળામાં જઇ જીવનું જોખમ વહોરી મેં વધતું હુલ્લડ બંધ

પાડયું હતું. અને દશેરાને દીવસે દરીએ હીન્દુ તરફથી નારીએળ હોમવામાં મુસલમાનવાડમાંથી હીન્દુઓ પસાર થતાં મારે સાથે રહેવું પડયું હતું. પરગણામાં ફરતાં જંગલી ગામડાઓમાં હું રાત કાઢવા ચાહતો નહોતો. પણ રાતે ગ્રેર ફરતાં કાળા કામળાવાળો કાળો ભીલ, તેની છૂટી માથાની જટા, કાળા બદનમાં તેની ચમકતી બે આંખ, બગલમાં ખલતો અને હાથમાં મશાલને ઠકાણે ખભાપર સળગતી લાકડાની ચીપોની બનાવેલી ચુડ, એ મારી મામલતદારની સ્વારીનો શણગાર હતો. ગામડામાં ચોરાતો કયાંથી હોય ? મારૂતી (હનુમાન) ના દેવળમાં ખાંડવાનો ખાયણો ઉંધો નાંખી તેનાપર કામળો, એ મારી બેસવાની ખુરસી. ખાવામાં ભાત અને દૂધ એ મારૂં ભોજન, લોકોનાં ટોળાં હું જાઉં ત્યારે ભેગાં થાય પણ તેમાં પટેલ કોણ તે મારે ઓળખી લેવો પડે. અને તેના વેષમાં ફરક એટલોજ કે માથે કાંઇક મોટું ધમાલું બાંધેલું હોય અને બગલમાં મોટો ખલતો તથા ગળામાં રાતી કોરવાળું અંગવસ્ત્ર હોય. મારા કલેકટરના અસહ્ય ઝપાટાઓ મેં સહન કર્યા પણ ખારા સમુદ્રમાં એક મીઠી સેર ઉત્પન્ન થઇ. મારા કલેકટર રજાપર જતાં નવા કલેકટર આવ્યા અને તે બ્રાહ્મણ કે પરભુ થાય એવા નહોતા. મારે તાલુકે મુકામ થતાં મારા દફ્તરોની ખોડ ખાંપણ ચીટનીસે રજુ કરી અને તેમાં ફોઝદારી કામમાં મારી જાતની ભુલો જણાવવામાં આવી. કલેકટરને લાગ્યું કે ચીટનીસના મનનો હું માણસ નથી. તેથી ખરૂં જોવા એક કેસના કાગળો પકડી તેમાં તે ઉંડો ઉતરી ગયો. અને જોયું તો ભુલને ઠેકાણે ઉલટી મારી સંભાળ જણાઇ. તુરત ચીટનીસ તરફ તેણે નજર કરડી કરી અને સુનાવણી બંધ રાખી. ઓફીસમાંથી જતા પહેલાં મકાન જોવાને બહાને તે કલેકટરે મને એકાન્તમાં લીધો અને મારી તનહા સ્થીતિ વિષે પોતે સમજી ગયાનું બે અક્ષરમાં જણાવી મને નિર્ભયપણે કામ કરવા વચનથી આસના વાસના કરી તે ચાલતો થયો. આ દીવસથી મારા દુઃખનું પાનું જાણે ફર્યું. મારા કામમાં મને વધારે શાંન્તી મળવા

માંઠી અને થોડા દીવસમાં કમીશ્નરનો મુકામ થતાં જ્યારે તેણે જોયું કે તાલુકામાં તટસ્થ રહેવામાં મને ઘણું જોર પડયું છે ત્યારે તેણે મારી બદલી વિષે તુરત તજવીજ કરી અને પોલીટીકલ ખાતામાં પાલનપુર એજન્સીમાં ડેપ્યુટી તરીકે મારી બદલી થઈ. આ તાલુકો છોડી જતી વખત સ્ટેશન પર મને એક ગૃહસ્થ મળતાં તેણે ગામડીઆનાં ટોળેટોળાં જોઇ મને પુછ્યું કે આ લોકો કેમ આવ્યા છે ? મેં કહ્યું મને ખબર નથી. તેણે તે લોકોને પૂછ્યું ત્યારે તેમણે કહ્યું અમે અમારા રાવસાહેબને વિદાય કરવા આવ્યા છીએ. અમે કાંઇ હારતોરા આપી શકીએ એમ નથી પણ અમારા અંતઃકરણથી તેમની બહેતરી થવા અમે પ્રભુને સ્તુતિ કરીએ છીએ. આ સાંભળી મને થયું કે મને અમુલ્ય હારતોરા મળ્યા અને તેમની આશીષ ઈશ્વરના દફ્તરમાં નોંધાઈ.

૧૦. મુંબાઈ નિકટ હોવાથી આ તાલુકામાં કાંઇક વધારે સ્વતંત્રતાવાળા અને વધારે અક્કલવાળા લોકોથી કામ કરવા મને તક મળી હતી. અને એ મારો એક નવો અનુભવ હતો. મારી સત્યની લાગણીનો જે રસકસ હતો તે અહીંઆં નીચોવાઈ ગયો હતો. પણ મને મારાથી પરમ સંતોષ થયો હતો અને હું મારા અંતર જીવનના વહનમાં અગાઠી જતો હતો. એક સાધુ પુરૂષે મને પ્રાણાયામમાં પ્રેર્યો હતો અને હું મારા અંતરને જોવા પ્રયાસ કરતો હતો.

**આંતર વહન.**

૧૧. મારી સ્પેશીઅલ ડયુટીના કામનું પાલનપુર મને આ વખત પાલનપુરના એક અમલદાર તરીકે પ્રાપ્ત થયું. મારૂં રેવન્યુ કામ છુટયું અને તેના બદલામાં પોલીટીકલ કામ મળ્યું. દીવાની કામ વિશેષમાં હતું. એકંદર કામમાં રાહત હતી. પણ કામ પદ્ધતીસર નહીં અને ખટપટ વધારે. મારા ફોઝદારી કામમાં કાઠીઆવાડના નામીચા

**સ્થાનફેર.**

બહારવટીઆ લોકોનો કેસ હતો. મીયાણા તોહોમતદારો હતા, અને તેમનો કેસ ચલાવતાં જાતની જોખમી ગણવામાં આવતી. ઘણા વખતથી એ કેસ મુલતવી રાખવામાં આવ્યો હતો. મેં તેને હાથપર લીધો અને ગુનેગારોને સજા થતાં સુધી તોહોમતદારોની લાગણી ઉશ્કેરાવા પામી નહોતી. જો કે વચ્ચે વચ્ચે તેમના જુસ્સાની ઝળકી આવી જતી ખરી. મારા કામની રીતથી એ લોકોનો વિશ્વાસ મારામાં બેસી ગયો હતો. અને જો કે પોલીટીકલ એજંટે કોર્ટમાં કામ ચાલતી વખતે પોલીસ ગાર્ડ ડબલ રાખવા મને કહેલું પણ મને તેની જરૂર પડી નહોતી. મને એકંદર તે લોકો ભોળા તથા વિશ્વાસુ દીલના લાગ્યા હતા. આ વખતે મારા રહેવાના મકાનમાંથી એક સારી કીંમતના દાગીનાની ચોરી થઇ હતી અને તપાસમાં એક હવાલદારમાંથી વધારી સીપાઇમાં મેં લાવેલો માણસ ચોર માલમ પડયો હતો. ગુણ કરેથી જાત બદલાતી નથી એ શીખામણ લેવા જેવી ચીજ મને આ ઉપરથી લાગી હતી.

**નિષ્પક્ષપાતપણું.**

૬૨. એક અમલદાર સારૂ જગે ખાલી કરવા મારે એકવાર ફરી મામલતમાં જવું પડયું હતું. પણ થોડા વખતમાંજ મામલતને મેં છેવટની સલામ કરી હતી અને મારી નીમણુક આ વખત પોલીટીકલ ખાતામાં હજુર ડેપ્યુટીની જગોપર રાજકોટમાં થઇ હતી. જે કાઠીઆવાડની ખટપટનું મુખ્ય સ્થાન તથા જ્યાં નાગર વાણીઆની પાર્ટિનુંપૂરજોસ, એવા સ્થળે હું મુકાયો હતો. જે બાહોશ સીવીલીઅન પોલીટીકલ એજંટ હતો અને જેની સૂચનાથી હું ત્યાં મુકાયો હતો તે બદલાઇ જતાં તે જગોપર એક લશ્કરી અમલદારની નીમણુક થઇ હતી. અને લશ્કરી અમલદારને જીલ્લાનો માણસ પસંદ નહોતો. તેનો અમલ આપખુદીનો હતો. કાયદા, કાનુન, સુધારો, એ તેને પસંદ નહોતાં. કેટલાક વખત સુધી રાજકોટમાં મારી સ્થીતિ બહુ કઢંગી રહી. લગભગ એક માસ સુધી મારી ઓફીસના મુખ્ય માણસે મને

ઓફીસમાં જાતે મળવા પણ જરૂર ધારી નહતી. અને લગભગ ત્રણ માસ સુધી મને રહેવા માટે મકાન ન મળતાં જેલમાં એક મારા મિત્ર ઓફીસરના રહેઠાણમાં મારે મારો સમાસ કરવો પડયો હતો. શું ઘરમાં કે બહાર, કચેરીમાં કે અન્યસ્થળે, હું એકલો પડતો ને કામમાં ચીલાના માર્ગ શિવાય હું બીજો માર્ગ પકડી શકતો નહોતો. મારા બીન ઉપયોગીપણાની સ્થીતિ મેં કમીશનરને જણાવી અને રેવન્યુ ખાતામાં પાછો લેવા રીતસર લખાણ કર્યું. કમીશનરે મને ધીરજ પકડવા જણાવ્યું અને સરકારથી, વખત આવે જોઇશું, એમ જવાબ મળ્યો. ત્યાં ખટપટના આગેવાન અમલદાર ગૃહસ્થો વિચારવંત પુરૂષો હતા અને સત્તા વાણીઆ પાર્ટીના હાથમાં હતી. કાળ જતાં મારી નિષ્પક્ષપાતપણાની ઓળખ તેમને થઇ અને તેમની વર્તણુક મારા પ્રત્યે બદલાઇ. મને હળીમળી તે લોકો ચાલવા લાગ્યા અને છેવટ મારી કદર પણ કરી. તેમણે કહ્યું કે " જો ભચેચ જેવા નાગર વધારે હોય તો નાગર વાણીઆનો કુસંપ ટકે નહીં. અમે ઘણી રીતે જોયું પણ તેમના કામમાં ભચેચ નાગર છે એમ જેમ અમને જણાયું નહીં તેમ તે વાણીઆ નથી એમ પણ ન જણાયું." થોડા વખત પછી જામનગરના તે વખતના જામ ગુજરી જતાં અને ગાદીના વારસ સગીર હોવાથી ત્યાં સરકારી અમલ થયો અને મારી નીમણુક નાણા અને હીસાબી કામમાં ત્યાં થઇ.

૬૩. રાજકોટમાં પોલીટીકલ ખાતાનું ખાસ સ્વરૂપ જોવા મને તક મળી હતી. સમાગમમાં આવતાં મને ત્યાંના માણસો અકલમંદ અને વીવેકી લાગ્યા હતા અને તેઓની સારી લાગણી વચ્ચે મેં રાજકોટ છોડયું હતું.

સ્થાનફેર.

૬૪. જામનગર એક નાનો પશ્ચાત વખતનો કસ્બો હતો પણ ત્યાંની આબોહવા સારાં હતા. લોકોનો રીત રીવાજ, પોશાક અને

ખોરાક જાડો પણ તેમની બુદ્ધિ ઝીણી હતી.

ઉચ્ચ અભિલાષ-પૂર્ણતા. દરબારી કામની પૂર્ણ માહીતીવાળા નિરભિમાની અને બુદ્ધિશાળી, નિયમ અને પદ્ધતિસર કામ કરનાર, દિવાનની પદવીપર એક ગૃહસ્થ હતા. જો નવી પદ્ધતી દાખલ કરવાનો દાવો બાદ કરીએ તો સત્તા સાથે એ નર, રાજાની બાલ્ય અવસ્થામાં શા માટે રાજ્ય ન સંભાળી શકત એ મને સમજાયું નહોતું. પણ સમય બળવાન છે. જુનો અમલ તથા જુના માણસો ખસતાં ગયાં અને નવી રીત તથા નવા માણસો દાખલ થયા. મારા હીસાબી તથા નાણા પ્રકરણી ખાતામાં હીસાબની રીત ફેરવાઇ તથા બજેટની પદ્ધતી સાથે તીજોરી તર થઈ. દેવું પત્યું અને કોરીના ચલણને ઠેકાણે રૂપીઆનું ચલણ થયું. એકાઉન્ટન્ટ જનરલની મુંબાઇ-ની ઓફીસના એક યુરોપીઅન અમલદારે ત્યાં આવી નવી હીસાબની પદ્ધતી તપાસી પાસ કરી અને હું મારા કર્તવ્યથી મુક્ત થયો. એડ-મીનીસ્ટ્રેટરે પોતાના વખતો વખતના રીપોર્ટમાં મારા કામ વીશે સારૂં લખ્યું અને મને સંતોષ થયો. આ તમામ કામ એક દિવસમાં થયું નહોતું. તેમ અહિંઆ લખ્યું છે તેવી સરળતાથી પણ થયું નહોતું. મારામાં અગર મારા કામમાં વાંધો નહોતો, કારણ કામમાં માલીકનું હીત અને મારામાં સત્ય સમાએલું હતું. પણ મારી કારકિર્દિની ફતેહ મારા સહ અમલદારો પૈકી કેટલાકને એક સ્પર્ધા અને ઇર્ષાનું કારણ થઇ પડયું હતું. અને તે મારી સરસાઇને નરસાઈ તરીકે બતાવવા ચુકતા નહીં. એડમીનીસ્ટ્રેટર સારો પણ એક વીશ્વાસુ સ્વભાવનો યુરોપીઅન લશ્કરી અમલદાર હતો. અને તેનું મન સંભાળતાં મને ઘણી મુશ્કેલી પડતી. એક વખતે અમલદારોની મીટીંગમાં હું એટલે દરજ્જે મારા ઉપરીની સાથે વિચારની અથડાઅથડીમાં આવી ગયો કે હીસાબ અને નાણાંની સ્વતંત્રતા જાળવવા એડમીનીસ્ટ્રેશનના વખતમાં તે ખાતાને એડમીનીસ્ટ્રેટરના તાબામાં નહીં રાખતાં સીધી રીતે એકાઉન્ટન્ટ જનરલના તાબામાં રાખવા મેં સૂચના કરી. શું મારી સ્થીતિ! મને

જે જામનગર લઇ જનાર ઉપરી તેનાજ વિરૂદ્ધ મારી માગણી ! પણ હું કામના આવેશમાં અગર તેના હીતમાં મારી તાબાની સ્થીતિ ભુલી જતો અને જાણે હું માલીક હોઉં એમ વર્તતો. નહીં કે હું આગ્રહમાં પડતો કે ભુલનું ભાન થતાં મને વાર લાગતી પણ અભિપ્રાય આપતાં એ ભાન મારા અંતઃકરણને વ્યભીચારી નહોતું કરતું. મારા વિરોધીઓને બીજું શું જોઇતું હતું ? જે મારી સાચાઇની સ્વતંત્રતા તે તેઓ મારી આપખુદીના રૂપમાં બતાવતા. અને એડમીનીસ્ટ્રેટરના મનમાં મારા કામ કરતાં મારા ગુણની ગણના કમી કરવા પ્રયાસ કરતા. વખત પસાર થયો અને એડમીનીસ્ટ્રેટરની બદલી થતાં એક જુવાન યુરોપીઅન સીવીલીઅનની ત્યાં નીમણુક થઈ. જતી વખત મને આપેલા સરટીફીકટથી, જનાર એડમીનીસ્ટ્રેટરે મારા કામને પોતાના મનમાં યોગ્ય સ્થાન આપ્યું હતું એમ મને ભાસ્યું. નવા આવેલા એડમીનીસ્ટ્રેટર એક યુવક છતાં ઠરેલ અને જાતે જોનાર હતા અને સમય આવતાં તેમણે મને રેવન્યુ કામ સોંપ્યું. જેમ હીસાબ અને નાણા સબંધી કામ મેં પદ્ધતી ઉપર મુકયું હતું તેમ આમાં પણ કરવાનું હતું. જુની ભાગબટાઇને બદલે વીઘોટી કરવાની હતી અને એકંદર કામ પાયા ઉપર મુકવાનું હતું. હું મારા નવા કામમાં મશગુલ થયો. પરગણામાં ફરી લોકોની તથા જમીનની સ્થાતિ જોઈ. સર્વે સાથે જમીનની પ્રતવારી કરાવી અને ભાગબટાઇ બદલી દાખલા તરીકે એક તાલુકે વિઘોટી દાખલ કરી. આટલામાં રાજા ઉમરે પહોચતાં તેને ગાદીનશીન કરવાનું ઠર્યું અને સરકારથી મને દિવાન તરીકે રાખવા નક્કી થયું. પ્રથમ મેં જે ખટપટ વિષે લખ્યું છે તેનું મૂળ ઘણે અંશે આ દિવાનની જગો હતી. ઉઘાડી રીતે હરીફાઈમાં ઉતરનાર રહ્યા નહોતા. પણ તે જગ્યાની ઠંડી ખટપટ રહી હતી. યુવાન જામસાહેબ ગાદીએ બેઠા કે તેમની પછાડી આ ખટપટ લાગુ થઇ અને તેને સ્વાર્થીઓનું પોશણ મલ્યું. મારા રાજહીતના કામની સરળતા રહી નહીં અને થોડો સમય જતાં મારૂં સરકારી નોકરીમાં પાછું ફરવું થયું.

૬૫. મારી રાજ્યની નોકરીમાં બુદ્ધિના ઉપયોગ સારૂ વધારે મોટું ક્ષેત્ર હતું. રાજહીત સત્યતામાં રહી સચવાય કે કેમ એ જોવાની ત્યાં તક હતી. પોતાની સાખ સાચવવામાં

સ્થાનફેર.

સ્વાર્થના ભોગની સીમા હતી. પ્રાપ્ત કરવા કરતાં ત્યાગમાં વધારે શક્તિ છે એ અનુભવ લેવાનો વખત હતો. કારણો આવા છતાં હું નામનો દિવાન રહી શકતો નહોતો. નહિં કે હું દિવાનમાં રાજા બનવા ચાહતો હતો. રાજા અને દિવાન વચ્ચે કામની વહેંચણીના પ્રસંગે મેં કહ્યું હતું કે સત્તાની મને જરૂર નથી કારણ દિવાન એટલે મોટો નોકર, કાંઇ સહભાગીઓ નહિં. પણ એક નામનો દિવાન અને બીજો કામનો દિવાન એ સ્થિતિ શું મારા હીતને કે શું રાજ્યના હીતને અનુકુળ નહોતી.

૬૬. સરકારી નોકરીમાં પાછા ફરતાં મને મારા જુના એડમીનીસ્ટ્રેટર, જેઓ તે વખત કાઠીઆવાડના પોલીટીકલ એજંટ હતા, તેમણે મને પોલીટીકલ ખાતામાં રાખવા ઇચ્છા

સ્વમાન.

બતાવી હતી.. પણ તે ખાતાના અમલદારોના લીસ્ટમાં મારૂં નામ મુકવામાં મને ગેરઈન્સાફ થતો હતો તેથી મેં ત્યાં રહેવા ના પાડી હતી. હું સમજી શકયો હતો કે પોલીટીકલ ખાતામાં રાખી વખત આવે મારે માટે કોઇ બીજા દિવાનપદની ગોઠવણ કરવા તેમના દીલમાં હતું. કારણ મારા પાછા ફરવામાં મને ઇન્સાફ થતો નથી એમ તે જોઈ શકતા હતા. પણ મારા જુનીઅર નીચે મારૂં નામ રહેવા હું ચાહતો નહોતો.

૬૭. અમદાવાદ જીલ્લામાં મારી ડેપ્યુટી કલેકટરમાં નીમણુક થઇ અને હું ત્યાં હાજર થયો. ફરી એકવાર જીલ્લાની ચર્શણીમાં પડયો. જુજ વખતમાં મારી બદલી સુરત થઇ અને

સીધી લાઈન.

ત્યાં બે ત્રણ વર્ષ હું રહ્યો હતો. મારા પરગણાના ચાર્જના મુખ્ય તાલુકામાં એક ડાકટરનું

પ્રબળ હતું. તેમના કહ્યામાં રહેવાથી અમલદારને સુખ થતું. નહીં તો મધપુડો છંછેડયા બરોબર ઉત્પાત થતો. મને સમતોલ સ્થીતિ લાવતાં શ્રમ પડયો હતો અને મારા નવા ઉપરી કલેકટર કે જે ડાકટરથી લેવાતા હતા તેમની ખફગીનું હું કારણ થઇ પડયો હતો. મારો ચાર્જ યુરોપીઅન આસીસ્ટંટના પરગણાનો હતો. આસીસ્ટંટ આવતાં તે ચાર્જ ફર્યો હતો. મારા પ્રથમના ચાર્જમાં પાલનપુરના બહારવટીઆના કેસની માફક એક વખત મારી જીંદગી અહિં પણ જોખમમાં આવી ગઇ હતી. ખેતરોમાં મોલ ભેળવી દેવો, ઢોરો જબરાઇથી લઇ જવાં વિગેરે તોફાન કરનારની એક નામીચી ટોળી-પર કામ ચલાવતાં છેવટ સજા કરવાને દિવસે તેમનાં બૈરાં છોકરાં, જંગલી વણઝારી કુતરાં વિગેરે ચીજના હુમલાનો હું ભોગ થઇ પડયો હતો. કચેરી છોડી મારે મુકામે જતાં તે લોકોએ મને ઘેરી લીધો હતો અને પોલીસના ઇન્સ્પેકટરે ગોળીબાર કરી તેમને રોકવા મારો હુકમ માંગ્યો હતો. હું તેમની વચ્ચે તેમના કાંઇક ધક્કા—મુક્કી ખાતો સ્વસ્થ ઉભો હતો અને ગોળીબાર કરવાની મેં ના પાડી તેમને સમ-જાવવા હું પ્રયત્ન કરતો હતો. તેમના મનની સમાધાની થતાં હું છુટો થઇ શકયો હતો. નવા ચાર્જમાં જુજ દિવસ રહી હું લાંબી રજા ઉપર ગયો હતો, અને મેં સુરત જીલ્લાને છેવટનો છોડયો હતો. જોકે એ તરફનું પાણી તાકતવર નહોતું પણ હવા સારી હતી અને ત્યાંના અક્કલવર બારે પોતાના સહૃવિચારમાં મને સ્થાન આપ્યું હતું.

**સંસારની ઉચ્ચ અભિલાષમાં નિસ્વાદપણું.**

૬૮. નોકરીમાં, શું રાજમાં દિવાનપદ કે ખાલસામાં ડેપ્યુટી કલેકટરનું પદ, બન્ને સારી જગો હોવા છતાં, જાણે તેમાં રસ કસ ન રહ્યો હોય તેમ મને લાગતું હતું. મારૂં મન નોકરીથી સ્વાદહીન થયું હતું અને મારૂં આંતરિક વલણ મારા બાહ્ય જીવનપર વિશેષ અસર કરવા લાગ્યું હતું. આ મનની સ્થીતિમાં સુરત જીલ્લામાં મારી નોકરી ( અને તે પછીની પણ નોકરી ) જાણે

વેષધારીનો વેષ હોય તેમ હતી. તેથીજ હું લાંબી રજા લઇ જાત્રા જવા નિકળ્યો હતો અને એ દ્વારા મનની શાન્તી શોધતો હતો. મારા નોકરીના દીવસના બપોર થઇ ગયા હતા અને માત્ર અસ્ત થતો દિવસ હું પુરો કરતો હતો. ગૃહસ્થીમાં પણ તેમજ હતું. મારા પુત્રનું લગ્ન હું જામનગર હતો ત્યારે થયું હતું અને થોડા કાળ પછી મારી જ્યેષ્ટ પુત્રી યુવાવસ્થામાં એક બાળકી મુકી ગત થઇ હતી. મને મોટાં ફરજંદનો આ પહેલો ઘા હતો અને મારૂં દીલ દુઃખી થઇ ગયું હતું. મારાં સ્ત્રીનું મગજ નબળું પડી ગયું હતું અને સંસાર સુખમાં પણ મારો દિવસ અસ્ત થતો હતો. મારી ઉચ્ચ અભિલાષાનું સંસારનું કેન્દ્ર નિસ્વાદ જણાયું હતું અને મારૂં મન હવે પરમાર્થમાં તે કેન્દ્ર શોધતું હતું.

જાત્રા.

૬૯. જાત્રામાં શ્રી ડાકોરનાથ, શ્રીનાથજી, એકલીંગજી, પુશ્કરનાથ, પ્રયાગ, મથુરાં, વિંદ્રાવન, કાશી, ગયાજી, વૈજનાથ અને જગદીશ, એટલાં ધામો થયાં હતાં. શ્રીનાથજીની રાજસેવા ઘણી મનોહર હતી. હું જાત્રાળુના વેષમાં જાત્રાળુ તરીકે બનતા સુધી રહેવા ચાહતો હતો. જાણે મારા નોકરીના ગતકાળને ભુલી જવા હું ન ચાહતો હોઉં તેમ. શ્રી નાથાદ્વારામાં એક ધર્મશાળામાં મુકામ કરતાં શ્રી ટીકાયત મહારાજ અને તેમના કારભારી તરફથી મારે માટે મુકામની બીજી જોગવાઈ કરવામાં આવી. પણ મારૂં દીલ ધર્મશાળામાં આનંદમાં હતું. દર્શનમાં પણ જાત્રાળુના ટોળામાં રહી દર્શન કરતો પણ તેમાં સુખરૂપ દર્શનનો લાભ ન મળવાથી પછી ખાસ દ્વારથી દર્શનની તજવીજ કરવી પડી હતી. મને ટીકાયત મહારાજની રહેણી ઉચ્ચ લાગી હતી. અને કસ્બાનો તેમનો દિવાની ફોઝદારી વહીવટ સ્તુત્ય હતો. ઉદેપુરના શ્રી મહારાણાનું વહીવટી ઉપરીપણું અને તેમની શ્રી ટીકાયત પ્રત્યે ગુરૂભાવના એ બે કફોડી સ્થીતિ હતી. મેં ઉદેપુરમાં પણ મુકામ કર્યો હતો. શ્રી મહારાણા તરફથી મારાપર સારો ભાવ

દર્શાવવામાં આવ્યો હતો. મને પોતાના દરબારમાં બોલાવી એકાંતમાં વાતચીતની તક આપી હતી. અને પોતાના રાજ્યની મુખ્ય જગોપર લેવા મને ઇચ્છા બતાવી હતી. મારા મનની સ્થીતિ કયાંય નોકરીમાં જોડાવા નહોતી અને પેન્શન થએ વિચાર કરવા મેં કહ્યું હતું. મને રાજા વિષે સારી અસર થઇ હતી અને તે ધર્મ તથા કર્મમાં કુશળ-નર કહેવરાતા હતા. હું કાંકરોલી પણ ગયો હતો. ત્યાંનું તળાવ તથા ગામ અમને ઘણાં રમણીય લાગ્યાં હતાં. મથુરામાં જમનાજીના કાચબા, તથા અગાશીનાં વાંદરા મન રમાડો કરનાર હતાં તથા જાત્રાની ભૂમી દીલને શાન્તી આપનારી હતી. ખાસ કરી વિન્દ્રાવનમાં એ અસર વિશેષ હતી. કાશીમાં મારા એક જુના સ્નેહીને ત્યાં મેં મુકામ રાખ્યો હતો. ત્યાં મને મારૂં બાલકપણ સ્ફુરી આવ્યું હતું. હું અસલ જ્યાં રહેતો, મારી બ્હેનના મકાનમાં જ્યાં જતો આવતો, મારા એક ખાસ મીત્રના મકાનમાં જ્યાં સાથે ભણતો, તે બધાં સ્થળોમાં હું ગયો હતો અને ત્યાં વસતા નવા માણસોને હું શું જોતો હોઇશ એમ આશ્ચર્ય લાગતું. મારા મુરબ્બી તુલ્ય રાજા મુનશી માધો-લાલજી તરફથી મારી ઘણી સંભાળ લેવાઈ હતી. હું તેમના ઘરનોજ માણસ હતો અને તેઓ તેમજ મને જાણતા. મારા ઇષ્ટ શ્રી આત્મા-વિરેશ્વરના દર્શનનું ફરી એકવાર સુખ મેં લીધું. પંચકોશી કરી, બહારના ગામનો આનંદ લીધો અને કાશી છોડતાં ત્યાં છેવટનો મારો વાસ થવા મને ઇચ્છા થઇ હતી. ગયાજીમાં શ્રાદ્ધ કરી પિત્રીના ઋણથી હું મુક્ત થયો હતો અને જગદીશનો મહાપ્રસાદ લઈ હું કૃતકૃત્ય થયો હતો.

**પ્રભુ કૃપા.**

૭૦. લાંબી રજાપર જતાં સુરત છુટી ગયું હતું. અને દરમ્યાન ખાલી પડેલી અમદાવાદની જગો બીજાને મળી હતી તેથી મારૂં દીલ ખીન્ન થયું હતું. પણ મારી શ્રદ્ધા જગદીશ કર્યા વિના ઘર તરફ ન વળવાની દઢ હતી અને તેને પરીણામે અમદાવાદ આવ્યા પછી મારી

સુરતથી ભરૂચ થએલી બદલી રદ થઈ, ન ધારેલી મારી અમદાવાદમાં નીમણુક થઈ હતી અને એ એની પરમકૃપાનો એક પરચો હતો.

૭૧. જામનગરથી મારૂં શ્રમિત અને ખિન્ન થએલું તન મન કાંઈક શાન્તીને પામ્યું અને જાત્રાનું દષ્યફળ પણ એજ હતું.

**ગૃહસ્થી તથા નોકરી પૂર્ણાહુતી.**

અમદાવાદમાં આવી મારા સ્ત્રીનું શરીર વધારે બગડયું હતું અને મારા નોકરીપર ચઢયાને મહીનામાસમાં તેમનું અવસાન થયું હતું. જાણે પરદેશનું દુઃખ વેઠી, નાને દરજ્જેથી મોટે ચઢી, ઈજ્જત આબરૂ મેળવી, જાત્રા કરી, છેવટ પોતાના દેશમાં નોકરી મેળવી, ઘર, વાડી વસ્તાર ( જ્યેષ્ઠ પુત્રીના શોક સાથે ) મુકી, પોતાનું માગતું લઈ અને મારૂં માગતું આપી, જાણે કાંઈ વિશેષ કરવાનું રહ્યું નહોય એમ સમજી, મારાં પત્નીએ આ જગતનો સંબંધ છોડયો હતો. મારી નોકરીની તેમજ ગૃહસ્થીની આ પૂર્ણાહુતી હતી. મારૂં હઠેલું મન વિશેષ હઠયું અને મારી અમદાવાદની નોકરીમાં મનનો રસ રહ્યો નહોતો.

૭૨. દેખીતા હીસાબી કામ સાથે મારે અમદાવાદમાં બીજાં જોખમી કામો વિશેષ હતાં. ફોઝદારી અને ઇન્કમટેક્ષનું શહેરનું કામ

**પેન્શન.**

કસોટી વિનાનું નહોતું. મારા ફોઝદારી કામમાં મારી અમુકજ દષ્ટી હોય એમ નહોતું. હું સજા કરનાર કે છોડી મુકનાર અમલદાર નહોતો. માત્ર મારી દષ્ટી હતી તો તે એકજ હતી અને તે એ કે હું ઈન્સાફથી દોરવાતો. આથી સરવાળે મારા વિષે કોઇને કચવાટનું કારણ નહોતું. ઈન્કમટેક્ષનું કામ પણ તેજ ધોરણે થતું અને તેથી ઉપરી અગર રૈયતને નાખુશીનું કારણ નહોતું. મારા અન્ય કામમાં પ્રેસમાંથી નવી નીકળતી ચોપડીઓ તથા વર્તમાનપત્રોનું કાયદાની દષ્ટીથી અવલોકન, નાટકો, જાહેરભાષણો, મીટીંગો, અને હરકોઇ

મંડળી ઉપર નજર, આ તમામ બાબતો તે સમયને અનુસરી મારે જોવાની હતી. મારી દેખીતી સખ્તાઇ તળે મારૂં કોમળ હૃદય ઢંકાએલું હતું. અને ઘણી વખત મોટાની આબરૂ વગર કારણે જોખમાતાં બચી ગઇ હતી. મારા આ કામની કદરમાં મારા ઉપરીએ એક વખત સરકારમાં લખ્યું હતું કે અમદાવાદ જેવા અગત્યના શહેરમાં મારો સુકાની એક દેશી છતાં મને યુરોપીઅનનો સંતોષ મળે છે. આ વખતે પાલનપુર એજન્સીમાં સરકારને ખર્ચની બાબતમાં એજન્સી સાથે કાંઇ મતભેદ થતાં તે વિષયની છણાવટ સારૂ મને સ્પેશીઅલ ડયુટીપર ત્યાં મોકલ્યો હતો. મારી તપાસનું પરીણામ એજન્સીને પ્રીય નહોતું પણ તે કફોડી સ્થીતિમાં મેં કરેલું કામ સરકારની કદર બ્હાર ગયું નહોતું અને એ વિષેના ઠરાવમાં મારી કદર તેમણે દર્શાવી હતી. હું અમદાવાદ પાછો આવ્યો હતો અને નોકરીના મારાં વર્ષ પુરાં થતાં હું બે વર્ષ એક્ષટેન્શન પર રહ્યો હતો. કુલ ૩૮ વર્ષની નોકરીના અંતે મેં પેન્શન લીધું હતું અને માંગરોળ પોરબંદર તથા વડોદરા એ ત્રણ રાજ્યોમાં જોડાવા મને તક મળી હતી પણ મારૂં દીલ નોકરી માટે રહ્યું નહોતું. અમદાવાદમાં પણ ઑનરરી મેજીસ્ટ્રેટ અગર મ્યુનીસીપલ કાંઉસિલર થવા મને રૂચ્યું નહોતું.

---

## ૩. વૃદ્ધાવસ્થા.

ધર્મવિચાર-જાત્રા.

૭૩. પેન્શન લીધા પછી બે વર્ષ સુધી હું વર્તમાનપત્ર ઉપર વધારે લક્ષ આપતો. રાજ્ય દરબારી વિષયો ઉપર સરકારમાં તથા પેપરમાં લખતો અને ઘણી વખત સરકારથી મને સંતોષ બતાવવામાં આવતો. પણ એ દ્વારા મારો શ્રમ મને નિરર્થક લાગ્યો અને મારૂં મન ધર્મ શોધન તરફ વળ્યું. જુદા જુદા ધર્મોની મેં

માહીતી મેળવવા માંડી અને મતમતાંતર કોરણે મુકી તેનું રહસ્ય સમજવા માંડ્યું. કથાનું શ્રવણ અને એકંદર મનન એમાં મારો વખત ક્યાં જતો તે મને ખબર ન પડતી. મને લાગતું કે જો પેન્સનનો વખત મને ન મળ્યો હત તો એક ભારબરદારી જાનવર તરીકે મારી જીંદગી વહી જાત. જેવું અન્ન તેવો ઓડકાર. મને જાત્રાની સ્ફુરણા થવા માંડી અને પ્રથમ દ્વારકાં અને પછી રામેશ્વરની જાત્રા મેં કરી. માંદો, સાજો થાય એવી બેલગામની હવા, હરીહરમાં હરી તથા હરની એક મૂર્તિ, ત્રીચીનોપોલીનો રમ્ય દેખાવ, મુંબાઈના ભભકા સામે મદ્રાસની સાદાઈ અને મંદીરોની ભવ્ય પ્રાચીન બાંધણી આ બધી વસ્તુ ઘણી મનોહર હતી. જાત્રાએ મારા મનને વધારે નિર્મળ કર્યું અને મારા આંતરિક જીવનની બાહ્ય જીવનપર પ્રાધાન્યતા વધી. થોડો સમય વિશ્રાંતી લઈ હું બદરી કેદારની જાત્રાએ ગયો. આ શ્રેષ્ઠ યાત્રામાં મારો વખત શ્રેષ્ઠ રીતે ગયો. જાત્રા શ્રેષ્ઠ એથી કે જાત્રાના ધામો પૃથ્વી કરતાં ગગનની વધારે નિકટ જણાતાં અને જાણે સંસાર છોડી આપણે સ્વર્ગમાં વિચરતા હોઇએ એમ લાગતું. વખત શ્રેષ્ઠ રીતે એથી ગયો કે એટલો વખત સંસારનો ભુલાવો થયો હતો. જ્યાં ટપાલનાં સ્થાનકો હતાં ત્યાં પણ ખાનગી કાગળ સારૂ મનમાં તલપ લાગતી નહોતી. તે ઉગ્ર અને શાન્ત ભૂમીની પ્રભાજ એવી હતી કે વગર સમાધીએ મન સમાધીષ્ટ થઇ જતું. શું હીમાલય પર કુદરત ! જો પૃથ્વી પર કોઇ સ્વર્ગ હોય અગર સ્વર્ગે જવા કોઇ માર્ગ હોય અગર પ્રભુની રાજ્યધાનીનું કોઈ સ્થળ હોય તો તે હીમાલય છે. એ જાત્રાનો માર્ગ વિકટ છે. ઠંડી અસહ્ય છે. ભોગી કરતાં એ જાત્રા જોગી સારૂ વિશેષ છે. પણ કષ્ટનો બદલો અમુલ્ય છે. જેવી કિમત તેવી ચીજ. ઇશ્વરકૃપાથી સૌ સાથ–સાથે હું કુશળ ક્ષેમ ઘેર પાછો ફર્યો હતો. ઘેર આવી યોગવસીષ્ટની કથાનું શ્રવણ જારી થયું હતું. મારા જ્યેષ્ટ પૌત્રનું લગ્ન થયું હતું. અને તે અંગે ન્યાતમાં લહાણું તથા માહારૂદ્ર પણ થયાં હતાં.

૭૪. મારૂં તન તથા મન હવે અવસ્થાને લઇ ક્ષીણ થતું જતું હતું. એક નેત્રમાંથી મોતીઓ કઢાવવો પડયો હતો. અને હું એકંદર નિવૃત્તિની સ્થીતિ ગાળતો હતો. બે વર્ષ થતાં થતાં પૌત્રવધુ એક બાળક પુત્રને (દીલહરશંકરને) મુકી મરણ પામ્યાં હતાં. અને મારા ઘરના સુખમાં એ બનાવથી ખલેલ થઇ હતી. ભવિષ્યમાં હજી શું લખીત છે એ કહી શકાતું નથી. મારી ઉમરનાં ૭૧ વર્ષ વ્યતીત થયાં છે અને ભવિષ્ય હજી કેટલું છે એ પણ કહી શકાતું નથી.

**નિવૃત્તિ.**

૭૫. નોકરી અને ગૃહસ્થીના વિરામમાં વૃદ્ધાવસ્થાની નિવૃત્તિ નથી. શરીરની અશક્તિ એ નિવૃત્તિ નથી. તનની સાથે મનના વિરામની જરૂર છે. એ વિરામ ફરી એકવાર બાળઅવસ્થા લાવવામાં છે. માત્ર બેશી રહેવામાં નથી. બાળઅવસ્થામાં જે કક્કો શીખ્યા, તરૂણ અવસ્થામાં જે કક્કો અનુભવ્યો તે વૃદ્ધ અવસ્થામાં ભુલી જવો જરૂર છે. બાળકની શાળામાં શીખેલાં ૭ ધોરણ વૃદ્ધની શાળામાં ભુલવાનાં છે. જેમ તનમાં માત્ર સત્વ રહી કચરો નીકળી જાય છે તેમ મનમાં ગતકાળનો ચઢેલો મેલ ગાળી નાંખી કચરો ફેંકી દેવાનો છે. ખેલેલી બાજીના દઢીભૂત થએલા અંકુરો નીંદી નાંખી હૃદયરૂપી જમીન સાફ કરવાની છે.

**વૃદ્ધની શાળા.**

## ૪. નિરીક્ષણ—દૃષ્ટિ પરભવની.

૭૬. હવે હું મારૂં જીવન લખવામાં વિરમું છું. જીવન લખવામાં વિરમી હવે તરૂણ વયમાં ખેડેલી નોકરી તથા ગૃહસ્થીનું અવલોકન મારી દૃષ્ટિના સાર માટે કરૂં છું. મારી બાલ-અવસ્થાના ઘરશિક્ષણમાં મારામાં પડેલા ધાર્મિક તથા નૈતિક અંકુરો વિદ્યાના જળથી સીંચાઈ ઉંચ્ચ અભિલાષના છોડમાં ઉગી નીકળ્યા હતા. તેને નોકરી તથા ગૃહસ્થીના સમયનો ટાઢ—તડકો લાગતાં તે છોડની શી હાલત થઈ તે હવે તપાસું.

ઉંચ્ચ અભિલાષના છોડનું નિરીક્ષણ.

૭૭. નોકરીનો સાધારણ ઉદ્દેશ દ્રવ્યપ્રાપ્તિનો હોય છે. અને ઉંચ્ચ દરજ્જો એ માત્ર દ્રવ્યપ્રાપ્તિનો અનુયાયી ગણાય છે. મારામાં નોકરીનો ઉદ્દેશ નામ મેળવવાનો હતો. અને મારો ઉંચ્ચ દરજ્જો તેનો અનુયાયી હતો. સુકીર્તિ એ મારી ઉંચ્ચ અભિલાષ હતી. કારણ સંસારી ઉંચ્ચતાનું નશ્વરપણું મારામાં હજી ચુભ્યું નહતું. પણ મારી ઉંચ્ચ અભિલાષમાં માત્ર ઉંચ્ચ સાધનોનીજ જગા હતી. અને સંસારના ઉંચ્ચ સ્થાનમાં સાધનોના ગુણદોષ વિષે સવાલ કમી રહે છે. જ્યાં સુધી મારી નોકરી તાબાની હતી ત્યાં સુધી ઘણે ભાગે મારે કહ્યું કરવાનું હતું. જો કે આ નોકરીમાં પણ માત્ર કામ બર ન આવતું તો પણ તે તદ્દન નિષ્ફળ પણ ન જતું. પણ અમલ-દારની નોકરીમાં તેમ નહોતું. ત્યાં મારા છોડને છાંયડા કરતાં તડકો વધારે લાગ્યો હતો. તડકો એજ કે કામની જવાબદારી પૂરી પણ કામ કરવાની સ્વતંત્રતા અધુરી. વિચાર પોતાનો પણ હુકમ પારકો. પોતાને ખરૂં લાગે તે કરવા કરતાં ઉપરીને ખરૂં શું લાગશે તે જોવાનું. કામની સફળતા કામના ગુણદોષમાં નહીં પણ ઉપરીને કર્યું ગમવામાં.

નોકરીમાં ઉચ્ચ અભિ-લાષનું ફળ.

આ બખેડારૂપી તપારામાં મારો ઉગેલો છોડ કરમાવાને બદલે
ઉંડો ગયો હતો. તાપથી પૃથ્વી ફાટે ને તેમાં પાણી સીંચાઈ
ઉતરવા મુળાડિયાંને જેમ માર્ગ મળે તેમ મારૂં ઉંચ્ચ અભિ
હૃદય નોકરીના તાપથી ફાટી તેમાં સત્યરૂપી જળ સીંચાઈ,
છોડને તેમાં પોતાના મૂળ ઉંડા નાંખવા માર્ગ મલ્યો હતો. હવે
વાડોલીયાની જરૂર રહી નહોતી. તેમ તે વા–વંટોળથી ઉખડી પડે
પણ રહ્યું નહોતું. આ બધાનું પરીણામ એ થયું કે દ્રવ્ય તથ
જજામાં મને ઉંચ્ચ અભિલાષની સાફલ્યતા જણાઇ નહીં પણ
દઢીભૂતપણામાં તે સાફલ્યતા જણાઈ. મને એમ લાગ્યું કે
અભિલાષનું ફળ સંસારિક ઉંચ્ચ સ્થીતિમાં નથી પણ સત્ય
અને જે ખરૂં સુખ છે તે સત્યના અનુભવમાં છે. અસત્યથી
ઉંચ્ચ સ્થીતિ ખરૂં સુખ આપી શકતી નથી. જો મારા ઈન્
અગર કલમમાં કાંઈ બળ હતું, જો મારામાં કાંઇ સ્વતંત્રતા
નિડરપણું હતું, તો તે સર્વ સત્યનું પરિણામ હતું. સત્ય વિ
પોતે નિર્બળ થઈ જતો. મને સાંભરે છે કે ઘણી વખત હું
એસું કાંઇક અને લખું કાંઇક. કારણ મનથી ઉપજેલો સત્યને
મને અણધારેલા કિનારે ઉતારી દેતો. સત્ય મારા મગજને પ્રીય
તેમજ હૃદયને પણ લાગતું. હું તેમાં રસબસ થઈ જતો ને
અનુભવતો. મારી નોકરીનો સાર બે અક્ષરમાં કહું તો એજ
મારી ઉંચ્ચ અભિલાષનું સ્વરૂપ બંધાતાં સત્યતામાં મને ઉં
જણાઈ અને તેથી સત્યપરાયણતામાં હું દઢ થયો.

૭૮. હવે જોઉં કે ગૃહસ્થીની મારી ઉંચ્ચ અભિલાષાના
શી અસર થઈ હતી. વ્યવહાર મારો વિષય નહોતો. ઘર
નોકરીપર મારૂં ચિત્ત વિશેષ હતું. વ્યવ
યશ અપયશનો માત્ર નામનો હું ભાગી
નોકરીની માફક વ્યવહાર પણ અડબ
માર્ગ હતો. વખત અગાડી વધતો જતો

**ગૃહસ્થીમાં ઉંચ્ચ અભિલાષનું ફળ.**

અને જનસમુદાય ઉપર તેની અસર થવા માંડી હતી. હૃદય ઉપર મગજની સત્તા ચઢવા માંડી હતી અને આસ્થા તથા ધર્મનો, મગજ ઉપરનો અંકુશ ઘટવા માંડ્યો હતો. જેમ નોકરીમાં ઉપરીની મરજી અગાડી સત્યપરાયણતા સાચવવી મુશ્કેલ હતી, તેમ વ્યવહારમાં નકલ અગાડી અસલ સાચવવું મુશ્કેલ હતું. પણ શું નોકરી કે શું ગૃહસ્થી! જ્યાં સત્ય ઉપર વાત આવી જતી ત્યાં મારામાં વિશેષ ખડખડાટ સત્યને વિશેષ દ્દઢીભૂત કરતો. બીજી રીતે ગૃહસ્થી પોતે કાંઈ અમૃત કોળીઓ નહોતો. સંસ્કાર અને દૈવ એ બેની મધ્યમાં સુખ કેટલું! સુખ એટલુંજ કે જે હૃદય કબુલ કરે. અને વિચારી જોતાં સુખ વસ્તુમાં નહોતું પણ મનમાં હતું. અને મનનું સુખ સત્યતામાં હતું. તેથી ગૃહસ્થીમાં મારી ઉચ્ચ અભિલાષાએ નોકરીની માફક સત્યતામાં સુખ જોયું અને મારી સત્યપરાયણતા અહીંઆં પણ દ્દઢીભૂત થઈ.

**સત્યની શોધ ધર્મમાં.**

૭૯. પારમાર્થિક દૃષ્ટિથી જોતાં જે મારી બાળઅવસ્થા વિદ્યાપરપરાયણ હતી અને જે મારી યુવાવસ્થા નોકરી તથા ગૃહસ્થીપરાયણ હતી તે બન્ને અવસ્થામાં ધર્મનું દુર્લક્ષ્ય નહોતું. બાળઅવસ્થાની વિદ્યા યુવાવસ્થામાં વિદ્યાવિલાસને પહોંચી હતી અને તેમાં કહેવાતી વિદ્યા માનવપ્રણીત જણાતાં અને વસ્તુ તે વિદ્યાને અગમ્ય અને તેમાં ઢંકાએલી જણાતાં ઈશ્વર પ્રણીત ધર્મશાસ્ત્રરૂપી વિદ્યામાં મારી બુદ્ધી પ્રેરક થઈ હતી. અને ત્યાં દરીયાના મોજાંની પેઠે અથડાતી હતી. દૃઢ થએલી સત્ય પરાયણતા હવે એમાં સત્ય શોધતી હતી. સત્યની અચળતા અગાડી નોકરી તથા ગૃહસ્થીની બાબતોની ચંચળતા અને ક્ષણ ભંગુરતા જણાતી હતી અને જો કે વૈરાગ વ્યાપ્યો નહોતો પણ વિવેક સ્ફુર્યો હતો અને વૈરાગની છાયા વિનાનું ચિત રહ્યું નહોતું.

૮૦. હરકોઈ બાજુથી જોતાં ઉચ્ચ અભિલાષનું વવાએલું બીજ

સત્ય પરાયણતા રૂપી વૃક્ષમાં ખીલી ધર્મની જીજ્ઞાસા રૂપી ફળમાં તે વિરમ્યું હતું. નોકરી તથા ગૃહસ્થીની નિવૃત્તિનો વખત આવ્યો હતો અને તેમાં મળેલા ફળનો શો ઉપયોગ થયો હતો ? ફળનો ઉપયોગ એજ થયો હતો કે તેમાંથી ફરી ઉચ્ચ અભિલાષ રૂપી બીજ મળ્યું અને તે ફરી વવાયું. પ્રથમ વવાએલી ભૂમી અને ફરી વવાએલી ભૂમી જુદી હતી. પ્રથમ ભૂમી પૂર્વના સંસ્કારની હતી. હવેની ભૂમીમાં પુરૂષાર્થ ( અગર અનુભવ ) રૂપી ખાતર નંખાયું હતું. પ્રથમની ઉચ્ચ અભિલાષ વર્તમાન કાળની અને સંસારિક હતી. હવેની ભવિષ્ય કાળની તથા સંસારની પારની હતી. મને જે સત્ય અહિંઆં ન મળ્યું તે ધર્મના સત્વમાં મેં શોધવા માંડયું અને તે મારા મનમાં બેસતાં મારી ઉચ્ચ અભિલાષ એ તરફ પ્રેરાઈ.

ઉચ્ચ અભિલાષ સંસાર પારની.

૮૧. હવે મારૂં જીવન મારી દૃષ્ટીથી જોઇ મેં શો સાર લીધો ? ગતમાંથી ભવિષ્ય શું જોયું ? સાર એ લીધો કે મારો ગત કાળ મારી ભવિષ્યની તૈયારીમાં સહાયભૂત નીવડયો છે અને ભવિષ્ય એ જોયું કે મારા પારમાર્થિક સંસ્કારો વૃદ્ધીમાં છે.

ગતમાંથી ભવિષ્ય

## ૫. નિરીક્ષણ–દ્રષ્ટી આ ભવની.

૮૨. હું મારી પરભવની દૃષ્ટીથી મારૂં ગતજીવન જોઈ ચુકયો. હવે મ્હારી આ ભવની દૃષ્ટીથી તેને જરા જોઉં, એવા હેતુથી કે પરભવની સફળતામાં આ ભવની નિષ્ફળતા હતી કે કેમ ?

નિરીક્ષણ

૮૩. પ્રથમ કહ્યા પ્રમાણે મારી જીંદગીના વહનમાં બાલ્ય સાથે

અંતર વહન લાગ્યું હતું. જેમ પગે ચાલતો માણસ એકી વખતે પગે ચાલે છે અને અંદર પોતાની પાચનક્રિયા કરે છે તેમ મારી જીંદગીના વહનમાં હતું. મારી બાહ્ય જીંદગી બાલ, તરૂણ અને વૃદ્ધાવસ્થામાં વહેંચાઈ હતી. મારી આંતરિક જીંદગી આશા, પ્રાપ્તિ અને નિરાશામાં વહેંચાઈ હતી. બહારથી જોતાં હું ભણ્યો, ગણ્યો ને કરી ચુકયો. અંદરથી જોતાં હું ફાલ્યો, ફુલ્યો અને કરમાયો.

જીવન—
બાહ્ય તથા અંતર

૮૪. મારી બાળ અવસ્થા પણ આંતરિક જીવન વિનાની ન હતી. તે અવસ્થામાં મને કોઈ કાંઈ ચીજ આપે તો તે મળ્યાની ખુસી સાથે તે લીધાની છાયા જાણે તેના પર આવી જતી. મન ખુશીથી ઉંચે જવાને બદલે જાણે સમતોલ થઈ જતું. હું રમકડે રમતો પણ ઘણી વખત રમકડાને રમાડતો. મારા સમોવય કરતાં મોટામાં બેશી શણવું મને વધારે ગમતું. તરવું, કસરત કરવી, મોઇડંડા, ભમરડા, એરંડા, સોગઠાંબાજી, ગંજીફો, વાઘ બકરી, વીગેરે રમતો, હું શીખતો અને રમતો પણ મને વ્યસન તો વિદ્યાનું હતું. હું ચોપડી નીચે મુકી વરઘોડો જોવા દોડયો એમ મને સાંભરતું નથી. ખાવા ખેલવામાં મારો સંતોષ ન હતો તેમજ પરીક્ષા પસાર કરવાની વિદ્યામાં મારા સંતોષની આખરી નહતી. ઉંચ પણામાં મારો લક્ષબીંદુ હતો. હર કોઇ બાબતમાં કોઈ સારો છે એમ સાંભળી તે સારો કયાં છે તે જોવા મને મન થતું. મોટા કેમ ન થવાય ઉંચા કેમ ન થવાય એ વિચાર હંમેશ મને આવતો. બાહ્ય દષ્ટીમાં મને પત્નિની ચાહના હતી. આંતરિકમાં હું સર્વાંશે કોઇકિ પોતાનું કરવા ચાહતો અને તે પોતાની સ્ત્રી થઈ શકે એમ માનતો. પ્રેમનો પ્રત્યાઘાત જ્યાં પડતો, શું મિત્રમાં કે માવિત્રમાં, ત્યાં હું આકર્ષિત થતો. નિર્મળ પ્રેમના અસ્ખલિત વહનનું પાન એ મારા મનને ઘણું રૂચીકર હતું અને તેથી જેમ ઉંચ્ચ થવા, મોટા થવા, મારા મનમાં તરંગો આવતા, તેમ પ્રેમના સુખના પણ આવતા.

બાળઅવસ્થા

૮૫. મારી બાળ અવસ્થા ઉમેદની ભરેલી હતી અને મારી રહેણી તે ઉમેદને બર આવે તેવી હતી. પણ શા સુખનાં સ્વપ્નાં! કહ્યું છે કે ઇચ્છીત વસ્તુ મળવાની ઉમેદમાં જે સુખ છે, તે તે વસ્તુ મળ્યા પછી નથી. જાણે તે સુખની પૂર્ણાહુતી તે મળતી વખતેજ કેમ ન થઈ જતી હોય! બાળ અવસ્થાની બાહ્ય દૃષ્ટીમાં હું ભણ્યો ને આંતરિક દૃષ્ટીમાં ફાલ્યો. બહારથી ભણેલો, અંદરથી આશાનો ભરેલો, હું બાલ હતો.

સ્થીતિ

૮૬. યુવાવસ્થા શરૂ થતાં બાહ્ય દૃષ્ટીમાં બાંધેલી ઉમેદો બર આવવા માંડી. સ્ત્રી સાથેનો સુખરૂપ ઘરસંસાર, કમાવા ધમાવામાં વધતી જતી લાયકી, એ મારા અનુભવની શરૂઆત હતી. મારૂં બાહ્ય જીવન ટોચે પહોચતાં અંતરાય રૂપ કાંઈ નહતું. નોકરીમાં દાદરને છેલ્લે પગથી-એથી હું સમયાનુસાર તે વખતને ટોચે ગયો. કલાર્કમાંથી વધી એક ફર્સ્ટકલાસ સ્ટેટનો દીવાન થયો. બાહોશ, પ્રમાણીક અને ઇન્સાફી અમલદાર તરીકે મને જગતે ઓળખ્યો. ગૃહસ્થીમાં સ્ત્રી, પુત્ર, પુત્રી, લાજ આબરૂ વિગેરે ઘર સંસારનું સુખ જોયું. પણ ટોચ પછી શું હોય? ટોચે ટકી રહેવું મને સરજીત ન હતું. દીવાનમાંથી ડેપ્યુટી કલેકટરમાં હું પાછો ફર્યો. રત્નજેવી બે દીકરી તેમની ઘર સંસારની ઉગતી વયમાં મેં ખોઈ અને તે બે બનાવની વચ્ચે સુખ દુઃખની ભાગી–અર્ધાંગનાને તો હું ખોઈ બેઠોજ હતો. લોક દૃષ્ટીમાં આમાં કાંઈ અસાધારણ નહોતું. બધું સુખ કયાંથી હોય. જન્મે એટલા કાંઈ જીવે? બે ભીંત કાંઈ સાથે પડે? એવાં વચનોથી મારા મનનું સમાધાન કરવામાં આવતું અને તે ખરૂં હતું. ઇશ્વરનો આપ્યો મારે પુત્ર હતો. વિદ્યાભ્યાસમાં તેને બી. એ. ની ડીગ્રી મળી હતી. પોતાને અનુકુળ ઉદ્યમમાં રહીને તે ઘણે ભાગે નિવૃત્તિનું જીવન ભોગવતો હતો. મારે પુત્ર–વધુ તથા બે પૌત્ર હયાત હતા. હું સૃષ્ટીના

યુવાવસ્થા સ્થીતી બાહ્ય.

સુખમાં અપવાદરૂપે અક્ષય સુખી થવા દાવો રાખતો નહોતો પણ હું મારી દુઃખ મીશ્રીત સુખની સ્થીતિને સમજતો હતો ખરો.

૮૭. હવે યુવાવસ્થાની બાહ્ય દષ્ટીની સાફલ્યતામાં મારી આંતરિક દષ્ટીની સાફલ્યતા કેટલી હતી તે જોઉં. નોકરીમાં મળેલું ઉચ્ચ સ્થાન મને ઉચ્ચ ભાસ્યું નહિં. ખટપટથી ભરેલું એ સ્થાન ઉચ્ચ નહીં પણ નીચ હતું. કાદવમાંથી પણ પૈસો ઉચકી લેનારને, તમાચો મારીને પણ મોં લાલ રાખનારને, એ સ્થળ ઠીક હતું. મને ઠીક નહોતું. બધાં ઉચ્ચ સ્થાન નીચજ હોય છે એમ કાંઈ નથી. તે બધાને નીચજ લાગે છે એમ પણ કાંઈ નથી. ઉચ્ચ સ્થાનવાળો ઉંચોજ હોય એમ પણ નથી. ત્યારે મને એ નીચ કેમ લાગ્યું ? એ સ્થળનું સાહીત્ય મારી વૃત્તીઓને અનુકુળ નહોતું. મને સીધી લીટીનો બે બાજુ ગુણ-રૂપી રોપાએલા વૃક્ષથી ઢંકાએલો, જ્યાં હૃદય સંતોષનો શીતળ વાયુ વાતો હોય એવો પંથ મારા ગમન માટે જોઇતો હતો. હું ચાહતો હતો કે જ્યાં ઈન્સાફથી ચુકવવા મને ઉપરીની ઈતરાજી વ્યાઘ્ર થઈ ડરાવે, ઉપરીનું હાસ્ય મને મનહર બગલું થઈ લલચાવે, સ્નેહીની શિપારસ મને વિષયી સ્ત્રીની પેઠે સપડાવે, રૂશ્વત મને તૃણથી આચ્છાદિત થએલા ખાડામાં પાડે, ત્યાં હું ઈન્સાફ ન ચુકું અને ન ચુકું એ ગુણ મારી નોકરીના ખાતામાં જમે થાય. હું ચાહતો હતો કે સત્યની ઢાલ તળે રહી હું અસત્યના અગણીત અખતરા ભેદતો ચાલ્યો જાઉં અને તેમાં મારા પર પડેલા ઘા મારા ખાતામાં જમે થાય. હું ચાહતો હતો કે નોકરીની એક નિશ્ચાને દરવાજે હું મારા જાતી સ્વાર્થનું તાપણું કરી નાંખું ને તે ગુણ લાલ અક્ષરે મારા ખાતામાં લખાય. હું ચાહતો હતો કે ઈન્સાફની દષ્ટીથી વાઘ બકરીને હું એક હારે પાણી પાઉં ને નિરપરાધી ગરીબની હું વારે ધાઉં. હું ચાહતો હતો કે મારી અક્કલની સીમા બતાવે એવા દુર્ઘટ રાજકાજમાં હું જોડાઉં. હોદ્દાથી નહીં પણ મારા કૃત્યથી ઓળખાઉં, ઉંચો છતાં નીચે

સ્થીતિ આંતરિક–નોકરી

નમી ચાલું, મોટો છતાં દાબડીમાં સમાઉં, નીતીની રીતી ચલવવામાં રાજ્યના ખરા હીતમાં શી નડતર આવે છે તે જોઉં, સત્યના ખડક ઉપર રાજ્યનું ધોરણ બાંધું, સ્વચ્છ કીતિની તુલના ધનથી ઓછી નથી એમ બતાવું, રાજ્યનો પાયો જેટલો ઈન્સાફ પર રહ્યો છે તેટલોજ રૈયતની લાગણી પર છે એમ દેખાડું. આવી મનની ઉમેદો મને મળેલા પદમાં અને તે પદની સાહિત્યમાં કેટલે દરજ્જે બર આવી! ઘણું તો તેમાં તેની ઝળકી આવી હશે અને તે મૃગજળ થઈ નીવડી હશે. મનુષ્યને પોતાનો સંતોષ પોતાનામાંજ છે પણ તેનો અનુભવ સામાના પ્રતિબીમ્બમાં થાય છે. પણ તે પ્રતિબીમ્બ કયાં? પ્રતિબીમ્બની તો વાતજ શી અને નોકરીની કદર પણ કયાં? સૃષ્ટીએ મારી તુલના કરી ભાવ બતાવ્યો એ મારી થોડી કદર નહોતી. જો મને મારી જીગરથી કરેલી એક નિષ્ઠાની નોકરીનો કાંઈ પણ બદલો મળ્યો છે તો તે જનસમુદાયની ભચેચના નામની સ્નેહાળ લાગણીમાંજ છે. જો મારો આ લાગણીરૂપ વિસામો ન હત, તો મારી નોકરીના નિર્જન પ્રદેશમાં આ મારી અવસ્થાના વખતમાં મને વિશ્રામ લેવા ઠામ રહ્યો ન હત. મારી ઉમેદ, મારી ચોટ, ધન ઉપર નહતી. નિર્મળ નામ, સ્વચ્છ ખ્યાતી પર હતી. ખરાં મોટાં કામ કરવા મને સમયજ મળ્યો નથી, છતાં મારી ઝળકી ઉપરથી લોકોએ પોતાના વિચારમાં મને જે ભાવિક સ્થાન આપ્યું તે થોડું નથી. મને જાણનાર એક માણસને બીજા મને ન જાણનારે પુછ્યું કે "**Where is the charm you speak of in Bhachech's name.**" (ભચેચના નામમાં તમો કહોછો તે મોહિની કયાં રહેલી છે. ત્યારે તેણે ઉત્તર આપ્યો કે "**to see the charm you must pull him the wrong way.**" (એ મોહિની જોવી હોય તો તમે તેમને અવળે માર્ગે દોરી જુઓ.)

૮૮. હવે ઘર તરફ વળી જોઉં કે ગૃહસ્થીમાં દેખાતી બર-આવેલી ઉમેદ કેટલે દરજ્જે ખરી બર આવી હતી. મારી બાળપણની

ગૃહસ્થી. સ્ત્રીની ચાહેના પ્રેમના ધ્વની સારૂ હતી. તન, મન, ધનની ઐક્યતામાં હું એ ધ્વની જોવા ચાહતો હતો. ઐક્યતા માત્ર એક જન્મની નહીં પણ છેવટ સુધીની. અમુક વખત સુધી મારો સંસારનો અનુભવ આનંદમય હતો. મને ઘરની ફીકર નહતી. ઘરની ઉન્નતીમાં મારાં સ્ત્રીની નિપુણતા તથા ભાગ્ય મને સહાયકારી હતાં. પણ આ બધામાં મારી અંતર ચાહના શી હતી? શું હું માત્ર એક—સંપને પ્રેમ ગણતો હતો? શું ખાનપાન, પહેરવું, ઓઢવું, વિષયાદિક સુખનો ઉપભોગ, મારૂં સર્વસ્વ હતું? ના. હું તો પ્રેમ ખાતર પ્રેમને ચાહતો હતો. મારી કસોટી ઉંચી હતી. મારૂં મન જલદી દુભાતું અને સંયોગ એવા બન્યા કે આ મધુર સ્વાદનું આસ્વાદન મને પ્રાપ્ત થતાં પહેલાં તેની મધુરતા ઉડી ગઈ. મારે એક પુત્ર તથા બે પુત્રી ઉછરી આવ્યાં હતાં. ગત થએલા નાના બાળકમાં એક બાળકીના અવસાનથી મારી સ્ત્રીને કલેજામાં ચોટ લાગી ગઈ હતી. પ્રથમ ઉદાસીનતા પછી મનનું વિગ્રહપણું તેણે રોપ્યું. કાંઈક વર્ષ સુધી તો હસમુખી પ્રકૃતી અને મજબૂત મગજને એ અસર કરી શકયાં નહીં. પણ કાળે કરી તેણે મનની અસ્વસ્થતા ઉત્પન્ન કરી. અને તેથી તેમના સંસાર-સુખમાં પડદો પડયો. આ વખતે મારી જ્યેષ્ઠ પુત્રી એક બાળકી મુકી ગત થઈ. દુઃખી મન દુઃખને કેળવે છે. અને આ બનાવ તેમને અપથ્ય નીવડયો. મારૂં મન મુકવાનું સ્થાન મેં ખોયું. મારા મનનો વિસામો ખંડીત થયો. મારા પ્રેમનું પ્રતીબીમ્બ ઓછું થયું. સુખનો માત્ર આભાસ રહ્યો. ભરતીનો ઓટ થવા લાગ્યો. ઓલવાતા દીવાના પ્રકાશની પેઠે એકવાર ફરી મારાં સ્ત્રીના મનની સ્થીરતા પ્રાપ્ત થઈ મને જણાઈ. પુત્રવધુના ઘરમાં થએલા સંચારે અને પૌત્રના જન્મે સંસારના તેમના સુખમાં પુનરાવર્તન કરવા માંડયું. પણ તેથી શું? અસ્ત થતો સૂર્ય જવાનોજ. ઓલવાતો દીવો ઓલવાવાનોજ. યાત્રા અને દેશાટનથી મનની ક્ષીણતા સુધરી નહીં. કાંઈક મન બહેલાયું

અને કાંઈક શ્રમિત પણ થયું. અંતે ઘરનો વિશ્રામ મળતાં તન તથા મન હંમેશને માટે વિરામ પામ્યાં. નોકરીમાં, મારી સ્વદેશમાં થએલી બદલીનું સુખ, મારા ઘરભંગ થયાના દુઃખમાં વિસર્મ્યું.

૮૯. મારા મનના વહાણનું લંગર ઉપડી ગયું. લંગર તો હાલી રહ્યુંજ હતું પણ હવે મન નિરાધાર થઇ હીંડોળે ચઢયું. શૂન્ય મનની સ્થીતિ અનુભવાઈ. ફરી મનને પ્રોક્ષણ કરવા ઘરબારી થવું ? આરે આવેલું વહાણ ભરદરીએ મુકવું ? જીંદગીનો આ એક મોટો પ્રશ્ન ઉભો થયો. તન સબંધમાં મન સબંધ થશે ખરો ? અને થાય તો પણ એકનો અસ્ત અને બીજાનો ઉદય એ બેમાં સબંધનો સમય કેટલો ? મારા ક્ષણભંગુર સુખ માટે બીજાને કાયમનું દુઃખ દેવું ખરૂં ? ના. આ મારાથી બને તેમ નહોતું. ઘણું તો મારી મનની ઉખડેલી જડને માટી નાંખી બેસાડી દેવાની હતી. સંસારમાં જોઇએ તે પુત્ર મારે હતો. અને તે વિદ્યા તથા ધર્મની સંપત્તિવાળો હતો. મારી રહેલી પુત્રી ડાહી અને પિતાની ભક્તિવાળી હતી. પુત્રવધુમાં ઘર સંભાળી શકે તેવી શક્તિ હતી. કાળ કોને નથી ખાતો ? મારી મનની શૂન્યતા મોરાવા લાગી. થતા પ્રોક્ષણને આધીન થઈ મન સજીવન થતું લાગ્યું. દીવા ઉપર વળેલી મેંશ દૂર થવા લાગી.

મનની કસોટી.

૯૦. પણ એક સરખી સ્થીતિ તો ક્યાં છે. જે આજે હોય તે કાલે હોય ખરી ? દીવસો વ્યતીત થવા લાગ્યા. અને સ્થીતિ બદલાતાં અનુભવ બદલાવા લાગ્યો. મારૂં મન ફરી મોરાવા માંડયું. મારી શાણી પુત્રીની સંતતી પ્રથમ, અને પછી પુત્રી પોતે, ગત થઈ. તુરતજ મારા બે કનિષ્ઠ પૌત્ર ( જેમાં એક કારમો હતો તે ) ગત થયા. જેમ ઘરનો મોભ હાલે તેમ મારા મનને આંચકો લાગ્યો. મારાં પુત્રવધુને પોતાના કારમા પુત્રના અવસાનથી શોક ઉંડો થયો. જેમ એક

મનની સ્થીતિ.

બાળકીનું મરણ મારાં સ્ત્રીના મનની અસ્વસ્થતાનું કારણ હતું તેમ આ કારમા પૌત્રનું મરણ મારાં પુત્રવધુના મનનું સંકોરાવાનું કારણ હતું. સંકોરાએલા મનમાં ઘરની પ્રફુલ્લતા રહી નહીં અને ફરી એકવાર મને શૂન્યતા ભાસ્ય થઈ.

ગૃહસ્થીનું આદર્શ.

૯૧. જેમ મારી નોકરીની ચાહના સ્વચ્છ કીર્તિ માટે હતી તેમ મારી ગૃહસ્થીની ચાહના પ્રેમના પડઘા માટે હતી. એ ચાહના, પ્રેમરૂપી ઓશીકા ઉપર શ્રમિત થયેલા જીવનને શાંતીરૂપી આરામ આપવા ચાહતી હતી. પ્રેમના સ્વચ્છ ઝરણાના પાણીનું પાન કરવા ચાહતી હતી. નહીં કે સ્વાર્થથી ડોહળાએલા પાણીને ગાળીને પ્રેમની ધારા ઢળતી જોવા ચાહતી હતી. પ્રેમની એકત્રતામાં જુદાપણું વિસરી જવા ચાહતી હતી. એ પ્રેમ કેવો ? સહજ દૂભણથી દુભાઈ જાય, વચનથી વીંધાઈ જાય, સ્વાર્થથી સરી જાય, ઘસવાથી ઘસાઈ જાય, વાપરવાથી વરી જાય, તાણવાથી તુટી જાય, એવો નહીં. એતો એવો કે જેની એકવાર સળગેલી જ્યોત કદી ઓલવાય નહીં.

ઉંચ્ચ અભિલાષનું સાહિત્ય.

૯૨. શું નોકરીમાં કે શું ગૃહસ્થીમાં, મારી ઉંચ્ચ અભિલાષ માત્ર શેખશલ્લીના તર્ક જેવી નહોતી. વિચાર દૃષ્ટિથી એ ટકી રહે એવી હતી. નોકરીમાં મારી એકનિષ્ઠા, ઈન્સાફ‌વૃત્તિ, સત્યની પ્રીતિ, દીર્ઘદૃષ્ટિ, કાર્યકુશળતા, વિચારશીલપણું, નમ્રતા, આત્મભોગ, એ ગુણો ઉંચ્ચ સ્થાન પ્રાપ્ત કરી મારી ઉંચ્ચ અભિલાષ બર આણે એવા નહોતા ? ગૃહસ્થીમાં મારી સાદાઈ, મારૂં નિરભિમાનીપણું, વહાલસાયું મન, સાફ દીલ, દૃઢ પોતાપણું, લાવણ્યતા, કોમળતા, એ ગુણો પ્રેમનો પડઘો પાડે એવા નહોતા ? હું આપીને લેવા ચાહતો હતો અને તે આપ્યા કરતાં વિશેષ નહીં, પણ સૃષ્ટીના લેણદેણમાં મારે લેણા કરતાં દેવાના વસા વધારે હતા.

૯૩. હવે બાળ અને યુવાવસ્થા વ્યતીત થઈ. વૃદ્ધાવસ્થા આવી. આશા અને તેની પ્રાપ્તિનો વખત ગયો. નિરાશા આવી.

**વૃદ્ધાવસ્થા.**

૯૪. નોકરી તથા ગૃહસ્થીની ખરી રીતે સમાપ્તિ થઇ. પેન્શન, પરીવાર, ધન અને ઇજ્જત એ તેનો છેડો હતો. જે જીવનનું વહન રહ્યું હતું તે હવે આંતરિક હતું અને તેને વહેવાના માર્ગનો સવાલ રહ્યો. સૃષ્ટિ પરનો પુરૂષાર્થ થઈ રહ્યો હતો. બાકીનો માર્ગ ધર્મ હતો. અને તે માર્ગની શોધમાં મારો કાળ વ્યતીત કરવા હું ચાહતો હતો.

**બાહ્યજીવન સમાપ્તિ.**

૯૫. ટુંકામાં મારા બાહ્ય તથા આંતરિક જીવનનો સાર મારી આ ભવની દૃષ્ટિથી શું નીવડયો ? સાર એજ નીવડયો કે બન્ને જીવનનો આધાર જુદો છે અને તે બન્નેનું સુખ એકી વખતે મળતું નથી એમ સમજાયું. તેથી બહારથી સફળ ને સુખ-રૂપ દેખાતી જીંદગી અંતરથી તેમ નહોતી. અને તેના સંસારિક વહનનો સુખરૂપ અંત આવ્યા છતાં તે સુખ શોધતી રહી હતી.

**આંતરિક જીવન—સુખની શોધ.**

૯૬. આ ઉપરથી હું એમ કહેવા નથી માંગતો કે મારી જીંદગી દુઃખી હતી. હું ધારૂં છું કે જેટલે દરજ્જે તે મને ખરૂં સુખ ઉપ-જાવવામાં દુઃખરૂપી થવી જરૂર હતી તેટલેજ દરજ્જે તે દુઃખરૂપ હતી. દુઃખ વિના સુખ નથી. મારી નિરાશા શિવાય મને ધર્મરૂપી તપારો થાત નહીં. સંસારસુખના સ્વાદમાં દુઃખના પરિણામરૂપી પ્રભુપ્રેમ કોને ઉત્પન્ન થયો ? તડકા વિના છાંયડાની કદર કોને થઇ ? ભઠ્ઠીમાં મેલ બળી ગયા શિવાય સોનું કુંદન થઇ કયારે નીવડયું ? એ તો નિરાશાનો રૂંએ રૂંએ પ્રસરતો અગ્નિજ પ્રભુમાં શાંતિ શોધે છે ને મેળવે છે.

**ધર્મમાં પ્રેરણા.**

## ૬. બે દૃષ્ટિનો સરવાળો.

૯૭. મારા જીવનનું મેં પરભવની તથા આ ભવની દૃષ્ટિથી અવલોકન કર્યું. બન્નેના પરીણામમાં હું ધર્મમાં પ્રેરાયો. પુરૂષ બળ કરતાં સંસ્કારબળ આગળ આવ્યું. હવે ધર્મમાં મને શું સત્વ મળ્યું અને તેમાં મેં શી રીતે ઉચ્ચ અભિલાષની નિવૃત્તિ જોઇ તે જોઉં.

**ઉચ્ચ અભિલાષની નિવૃત્તિ ધર્મમાં.**

---

## ૭. મારો ધર્મ.

૯૮. ધર્મમાં મને શું સત્વ મળ્યું એ જોવામાં ધર્મ શું ચીજ છે તથા મારો ધર્મ શો છે એ કાંઇક જોવું જરૂરનું છે. હું વિદ્વાન નથી. તેમનો સંગી છું. વિદ્યા કરતાં પ્રેરણાનો વધારે ભાવિક છું. બુદ્ધિબળ કરતાં હૃદયબળને વધારે ચાહું છું. જો કે બુદ્ધિની પાર જઈ હૃદયમાં આયનાની પેઠે જોનાર પૈકીનો હું નથી. આમ હોવાથી, ધર્મ વિષે મારા વિચારની શૈલી, ચાલતી સાધારણ પ્રણાલીકાની જણાશે નહીં. માનસિક પ્રદેશની શોધમાં થાકી ગએલા મનનો માત્ર વિરામ આ વિચારોમાં જણાશે. અને આ સ્થળે એ પણ યાદ રાખવું જરૂરનું છે કે આવી પહોંચેલા કાળને માટે સજ્જ થઇ રહેલા આતુર મનને મન સમેટવા શિવાય બીજો ધર્મ શો છે ? હું ધારૂં છું કે મારા જેવી આતુર કોટીવાળા મનને આ મારા ધર્મના વિચારો વાંચવાથી વખતે ધર્મના જ્ઞાનને બદલે મનની શાન્તિનો આનંદ મળશે.

**વિચારની શૈલી.**

૯૯. મનુષ્યનો પોતાના કર્તા પ્રત્યેનો ધર્મ એ સાધારણ રીતે ધર્મના નામથી ઓળખાય છે. પુત્રનો પિતા પ્રત્યેનો ધર્મ, સ્ત્રીનો પતિ પ્રત્યેનો ધર્મ, સેવકનો સેવ્ય પ્રત્યેનો ધર્મ એ બધા મનુષ્યના મનુષ્ય પ્રત્યેના ધર્મો છે. અને એ સાધારણ રીતે ફરજના નામથી ઓળખાય છે. હવે મનુષ્યનો (પોતાના કર્તા એટલે) ઇશ્વર પ્રત્યેનો ધર્મ જોવા જતાં તે મનુષ્ય તરીકેનો છે અને જાતિ, દેશ, બોલી, વિગેરે કારણોથી મનુષ્ય વિભાગી થએલો છતાં તેનો ઇશ્વર પ્રત્યેનો ધર્મ અવિભાગી મનુષ્ય તરીકેનો હોવો જોઇએ. આ વિચારના કેન્દ્રમાં જુદા જુદા ધર્મોનું રહસ્ય રહેલું છે. અને એના આચરણમાં તમામ જ્ઞાનનું સત્વ રહેલું છે. મનુષ્ય ભલે હીન્દુ હોય કે મુસલમાન હોય, જાપાની હોય કે અમેરીકન હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય, પણ ઇશ્વર પ્રત્યે તે મનુષ્યજ છે. આથી મનુષ્યનો ઇશ્વર પ્રત્યેનો ધર્મ જોવામાં વિભાગી ધર્મ જોવા જેવું રહેતું નથી.

ઈશ્વર પ્રત્યે ફરજ.

૧૦૦. હવે એક તરફ જેમ મનુષ્ય છે તેમ બીજી તરફ ઇશ્વર પણ છે અને તેથી તેના પ્રત્યેની મનુષ્યની ફરજ ઉત્પન થાય છે. સાધારણ રીતે મનુષ્યને ઇશ્વર ચર્મચક્ષુથી ગોચર નથી. અંતર્ચક્ષુને કાર્યથી કારણરૂપે ગોચર છે. કાર્ય-રચનામાં રચનારની આવશ્યકતા નિર્વિવાદ છે રાત્રી, દીવસ, અંધારૂ, અજવાળું, જળ, વાયુ, ટાઢ, તડકો, સૂર્ય, ચંદ્ર,જીવન, મરણ, પૃથ્વી, ઇત્યાદી અને તેની વ્યવસ્થિત રચના શું દેખાડે છે? સમજવાળા કાર્યનું સમજવાળું કારણ છે એમ બતાવે છે અને તેજ ઇશ્વર છે.

ઈશ્વરનું અસ્તિત્વ

૧૦૧. મનુષ્ય અને ઇશ્વરનું અસ્તિત્વ બંધાતા છતાં તે બન્નેની વચ્ચે સંબંધની સ્થિતિ વિના ફરજની જરૂર નહીં. એ સંબંધ તે

ઇશ્વર સાથેનો સંબંધ. કારણના કાયદારૂપ કુદરતમાં છે. મનુષ્યની સ્થિતિ અને જન્મમરણ સર્વે તેના કાયદાને આધીન છે. અને તેમાંજ વસ્તુમાત્રની આધીનતા છે. જુઓ સુખદુઃખનું દ્વંદ્વ. કાયદો પાળવામાં સુખ ને તોડવામાં દુઃખ. સુખની ઇચ્છા કોને નથી ? આથી તેના કાયદાને અનુસરી ચાલતાં પ્રાપ્ત થતા સુખમાં તેની સાથેનો સબંધ રહેલો છે.

ઈશ્વર ને તેની ઇચ્છા. ૧૦૨. મનુષ્યને સુખની અભિલાષા છે. અને સુખ ઇશ્વરના કાયદાને એટલે તેની મરજીને અનુસરવામાં છે એમ સમજવામાં આવતાં મનુષ્યના કર્મનું સ્વરૂપ ઘણું સરળ બની રહે છે. માત્ર જોવાનું એ રહે છે કે તેના કાયદાનું પુસ્તક ક્યાંથી મેળવવું કે જેથી તેને અનુસરવાનું બની આવે ?

કર્મને તેની ઇચ્છા. ૧૦૩. કુદરત એ એક તેવું પુસ્તક છે અને તેને વાંચવાને બુદ્ધિરૂપી ચક્ષુ છે. તે શું બતાવે છે ? સતરૂપી ઐક્યતા અને અસત્યરૂપી ભિન્નતા. પ્રાણીમાત્રમાં અંતર્ગત રહેલું ચૈતન્ય એક છે ને પ્રાણી ભિન્ન છે. જે એક છે તે સત્ છે અને ભિન્ન છે તે અસત છે. એકમાં અનેક ક્યાંથી ? ઇશ્વર ઇચ્છાથી. પણ એ અનેકતાની ઘટમાળ શાથી લાગુ પડી ? પોતાના કર્મથી. પોતાના કર્મને ઇશ્વરની ઇચ્છાનુસાર કરવાં કે જેથી પોતાની ઇચ્છાથી થતાં કર્મના બંધનથી મુક્ત થઇ ઘટમાળ છુટે. એ મુક્ત દશા, એજ મુક્તિ, એ આચરણ અને એજ પરમ ધર્મ.

મોક્ષ-જ્ઞાનમાર્ગ. ૧૦૪. હવે સ્વેચ્છાથી થએલા કર્મનાં બંધનમાંથી શી રીતે છુટાય ? એ ધર્મ કયો કે જે એ બંધન તોડે અને મનુષ્ય મટી દેવ થવાય ? હું દેવ થવા કહું છું એટલે મૂળ ઉત્પત્તિની સ્વચ્છ સ્થિતિ

પમાય એમ કહેવા માગું છું. સ્વેચ્છાથી થએલું બંધન ઇશ્વર-ઇચ્છાથી છુટે છે અને જ્યારે તે ઇચ્છા અન્ય સ્વરૂપે જોવામાં આવતી નથી ત્યારે પોતાના અંતરમાં ઉઠતી તેની ધ્વનિ એજ તેની ઇચ્છા સમજવી. સંસ્કારી બુદ્ધિથી પ્રેરાએલા મનુષ્યને અંતરની ધ્વનિ સંભળાય છે ખરી પણ તે ન સંભળાયા જેવી થઇ જાય છે. જેમ જેમ સંસ્કારી લેપ આત્મિકબળથી ધોવાતો જાય તેમ તેમ એ ધ્વનિ વધારે સ્પષ્ટપણે સંભળાય છે. અને અનેક રીતે મનને દષ્ટિગોચર થાય છે. જે રૂષિ—મુનિઓની આંતરિક દષ્ટિ વિસ્તીર્ણ થઇ હતી તેમના શાસ્ત્ર-રૂપી વચનો પ્રમાણે વર્તવું એ તે ધ્વનિ સાંભળી વર્તવા બરોબર છે. શાસ્ત્ર એ ધર્મનો જ્ઞાનમાર્ગ છે અને તે જ્ઞાનથી મોક્ષ મળે છે એમ ગણેલું છે. મોક્ષ એટલે આપણા કર્મના બંધનથી છુટા થવું.

મોક્ષ—યોગમાર્ગ.

૧૦૫. જ્ઞાનથી સંપાદન થતો મોક્ષ, યોગી યોગથી મેળવવા ચાહે છે. બન્નેમાં મહાતેજ અપરોક્ષ થવાથી મોક્ષ સંભવે છે. જ્ઞાન એટલે માત્ર જાણવું નહીં પણ તે અનુભવવું અને અનુભવવું એટલે અપરોક્ષ થવું. જે જ્ઞાની જ્ઞાનથી દેહનો મોહ ભૂલી વિદેહીનો અનુભવ લેવા ચાહે છે તે યોગી યોગથી દેહનું ભાન ભૂલી તેમ કરવા માંગે છે. એકમાં બુદ્ધિબળ વિશેષ છે બીજામાં દેહબળ વિશેષ છે. એક મગજમારી છે બીજી દેહકષ્ટિ છે.

મોક્ષ—કર્મમાર્ગ.

૧૦૬. કર્મનો માર્ગ ખાસ બુદ્ધિબળ કે દેહબળનો નથી પણ આપ-લેનો છે. યજ્ઞ વિગેરે એ કોટીનાં સાધનો છે. કર્મ કરવું ને ફળ પામવું. ફળની ઇચ્છા શિવાયનાં કર્મ ઉચ્ચગતિને પમાડે છે.

મોક્ષ-ભક્તિમાર્ગ.

૧૦૭. જેમ કર્મ કરી તેની કૃપા સંપાદન કરવાની તેમ ભક્તિ કરી પણ કરવાની. ભજન—કીર્તન વીગેરે એ કોટીનાં સાધનો છે. ભક્તિમાં હૃદય કામ આવે છે.

૧૦૮. જ્ઞાન, યોગ, કર્મ અને ભક્તિ દ્વારા પોતાનું કલ્યાણ થઇ શકે છે. જ્ઞાન સારૂ શાસ્ત્રસાધન છે. પણ શાસ્ત્ર એક નથી અનેક છે.

**શાસ્ત્ર અને સંસ્કાર.** જેની જેને જરૂર તેનું તે શાસ્ત્ર. જુદા સંસ્કાર તેમ જુદી જરૂર. પ્રથમ પોતાનો સંસ્કાર ઓળખવો અને પછી તેને લાગુ પડતો માર્ગ લેવો. મનુષ્ય તરીકે ઇશ્વર પ્રત્યે આપણે સમાન છીએ. સંસ્કારી તરીકે, હીન્દુ, મુસલમાન, વીગેરે જુદા છીએ. હીન્દુ સંસ્કારને સાધારણ રીતે હીન્દુશાસ્ત્ર લાગુ પડે. પણ તેમાં પોતાના ખાસ સંસ્કારને લાગુ પડતું ખાસ શાસ્ત્ર જોઈ લેવું જોઇએ.

૧૦૯. હવે હું હીન્દુ છું તેથી હીન્દુના ધર્મોમાં મારો ધર્મ કયો? મારો સંસ્કાર મારી જીવદશામાં શિવદશાની સ્થીતિ ગ્રહણ કરવા દેતી

**મારો ધર્મ.** નથી. સમજવું એ ગ્રહણ કરવું નથી. સમજીને તેમ બદલાવું જોઇએ. ભૌતિક દેહની પરાધીનતા છતાં માનસિક કલ્પનારૂપ બદલાવું એ બદલાવું નથી. જ્યાં સુધી કાન સિવાય આત્મા સાંભળી શકતો નથી, નેત્ર શિવાય જોઇ શકતો નથી ત્યાં સુધી માત્ર વાતો કરવાની રહી. પોતાની મર્યાદિત બુદ્ધિથી અમર્યાદિત ઈશ્વરને માપી હું જ્ઞાની થવા ચાહતો નથી. યોગના બળથી, બળની ઝળકી અથવા ઘર્ષણના પરીણામને જોઈ,વસ્તુ અપરોક્ષ થયાનો સંતોષ માની લેવા ચાહતો નથી. કર્મના વેપારથી એની કૃપાનો નફો મેળવવા ચાહતો નથી. એને સૃષ્ટિમાં ચૈતન્ય કરતાં પ્રેમરૂપ નિરખવા ચાહું છું. એના પ્રેમના પાશમાં કુદરતનું બંધારણ રહ્યું છે. જ્યોતીમાં જ્યોતીરૂપે મળી જવા કરતાં પ્રેમરૂપી રસમાં લસબસ થવા ચાહું છું. મારામાં જો કાંઇ ચૈતન્ય છે કાંઈ મુખ્ય ચીજ છે તો તે પ્રેમજ છે. દેહ પડશે પણ તેમાં રહેલો પ્રેમ પડશે એમ મને લાગતું નથી. આથી મારા સંસ્કારને હીન્દુ ધર્મોમાં પ્રેમરૂપી ભક્તિમાર્ગ વધારે રૂચીકર લાગે છે.

૧૧૦. હવે એ ભક્તિમાર્ગ શો છે તે જોઉં. ભક્તિ, આસક્તિ

વિના નથી. દરેક આસક્તિ, ભક્તિ નથી. કારણ ભક્તિમાં માનદષ્ટિ સમાએલી છે અને ઉંચભાવ રહેલો છે. તે માત્ર આસક્તિમાં નથી. આસક્ત થયા વિના ભક્ત ન થઇ શકે. પણ ભક્ત થયા વિના આસક્ત થઇ શકે. નવધા ભક્તિમાં મને દાસભક્તિ વધારે રૂચે છે અને ભક્ત થવામાં પણ જો કાંઇ દાવો રહેતો હોય તો ગીતાના **सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज** એ વાક્યમાં પ્રેરેલું નદાવાનું શરણાગતપદ મને વધારે રૂચે છે.

શરણાગત ધર્મ.

૧૧૧. હવે શરણાગત ધર્મ તે શો? ભય પામેલો રક્ષા માંગે તે એ ધર્મ? જેમકે ગ્રાહથી ભય પામેલા ગજેન્દ્રનો? પાપી મનુષ્ય માફી માંગે તે એ ધર્મ? જેમ અજામીલ અને જેસલનો? એ ધર્મ તો લાચારી ધર્મ અગર પશ્ચાતાપનો ધર્મ કહેવાય. શરણાગત ધર્મ તો (ગીતાના વાક્ય પ્રમાણે) એ કે બીજા સર્વ ધર્મો છોડી તેને શરણે જવું એટલે સાધન માત્રથી નિરાધાર થઈ તેનો આધાર લેવો. જેમ ગજેન્દ્રની તત્ સમયની લાચારી તેમ શરણાગતની કાયમની લાચારી. દુઃખીતો બન્ને સરખા અને દુઃખ મટાડવાની અશક્તિ પણ બન્નેની સરખી. સર્વ ધર્મ છોડી મારે શરણે આવ એ વચનમાં મારે શરણે આવવા સારૂ બીજા ધર્મને છોડ એમ કહેલું નથી પણ બીજા ધર્મથી પાર ન પામતાં અકળાએલો તું તેને વધારે મથવું છોડી મારે શરણે આવ એમ કહેલું છે. તે વચનના બીજા ભાગમાં હું તને સર્વ પાપથી મુક્ત કરીશ શોચ ન કર એ શબ્દોમાં એજ સાર સમાએલો છે.

તેનું વિવેચન.

૧૧૨. મને મારી જીંદગીની આંતરિક તૃષા ન ઓલવાએલી લાગે છે. શ્રવણ મનનના પ્રયાસમાં તેની તૃપ્તિ થઇ નથી એમ લાગે છે. અકળાએલું મન પ્રભુ શરણ શોધે છે. આથી બીજાં સાધનો ત્યજી તે શરણાગત લે છે.

તેનું પરિણામ.

૧૧૩. હવે બીજા ધર્મ છોડી શરણે જવામાં કાંઇ કર્તવ્ય રહ્યું કે અધર્મી એટલે ક્રિયા રહીત થવું એજ રહ્યું ?

તેનું કર્તવ્ય. શરણાગત થએલાને ન કરવામાં ઘણું કરવાનું રહે છે. તેને પ્રથમ તો અહંપદ છોડવાનું છે. પોતાની તમામ ચીંતાને પ્રભુને સોંપવાની છે. સકામ તેને કરવાનું રહેતું નથી. તેને શેઠ મટી વાણોતર થવાનું છે. અને અનાયાસે આવી મળેલામાં વહન કરવાનું છે. અહંભાવ છુટી જવાથી તે પુણ્યનો હક ધરાવતો નથી. તે પાપ કરતો નથી. તે જે કાંઇ કરે છે તેનો ભાર લેતો નથી. પોતે વેચાઇ ગયો સમજે છે. નિરંતર એનું સ્મરણ રાખે છે ને એનો બની રહે છે.

૧૧૪. મૃદુ વચન, કોમળ હૃદય, નિરભિમાનીપણું, નિડરતા નિશ્ચીંતતા, નિસંશયતા એવાં શરણે ગએલાનાં લક્ષણો છે. તેનું શરણ

તેના લક્ષણ. લેતાં જગત આપોઆપ તેના મન વિષે લય પામે છે. મોહ છુટી જાય છે. નિયમ વિગેરે સાધનોની જરૂર ન રહેતાં તે આપોઆપ સરળ સાધુવૃત્તીમાં આવી જાય છે. તેને મેળવવું કાંઇ રહેતું નથી. પણ મળેલું જતું ન રહે એટલુંજ જોવાનું રહે છે. પ્રભુ સાથે પડેલો અંતર તોડવાની ફીકર પ્રભુને સોંપવાથી વધારે સારો રસ્તો કયો છે ? પ્રભુને ભાર સોંપવામાં જે દીનતા રહી છે તે માત્ર દીનતાજ મારામાં સ્ફુરતી નથી. મારામાં જે મુખ્ય ચીજ સ્ફુરે છે તે પ્રેમ છે ને દીનતા સાથે હોવાથી એ સવિનય પ્રેમ એટલે માન ભરેલી આસક્તિ છે એ ભક્તિનું સ્વરૂપ છે એટલે હું ફક્ત શરણાગત નથી પણ ભક્ત શરણાગત છું.

૧૧૫. હવે ભક્ત શું તે જરા વધારે જોઉં. ભક્તિવાળો તે ભક્ત. સવિનય આસક્તિ તે ભક્તિ. માનની

ભક્તનાં લક્ષણ. દૃષ્ટિ તે વિનય. ગાઢો પ્રેમ તે આસક્તિ. માનની દૃષ્ટિ મહાન ગુણથી ઉપજે છે અને

તે મહાન ગુણવાળા પ્રત્યે પોતાપણામાં પ્રેમની ઉત્પત્તિ છે. પ્રેમનું ઘાડાપણું પ્રેમાળતામાં રહેલું છે. ભક્તને સંસ્કારી—હૃદયક્ષેત્રમાં ઇશ્વર-સ્તુતિ, ભજનકીર્તન, ગુણગાન, કથા, વિગેરેથી રોપ નાંખવા સ્થાન મળે છે અને તર્ક, વિચાર, તથા મનનના પવનથી પોસાતાં, સંસારના તાપથી તપતાં, એની કરૂણાના અગાધ ઝરાઓથી જળરૂપે સીંચન થતાં, એ ભક્તિનો રોપ પનપે છે અને જ્યારે મનરૂપી આકાશથી તેના ઉપર આશારૂપી અજવાળું પડે છે, ત્યારે તે રોપ ખીલી નીકળે છે. તેની કૃપા અનુસાર તે તેને હરકોઈ ચીજમાં જોવા લાગે છે અને એની તલ્લીનતામાં ખીલેલા રોપના પત્ર, ફુલ તથા ફળનો અનુભવ કરે છે. એ અનુભવ થતાં બીજી ચીજોમાં અભાવ થાય છે અને તે અનુભવ અપરોક્ષ થવા મન તલપે છે.

૧૧૬. જો કે શ્રવણ, મનન, આદી ભક્તિનાં સાધન છે પણ ભક્તિ પોતાની મેળે ઉપજે છે. ઉપજાવી ઉપજતી નથી. આથી જ્ઞાન, યોગ, કે કર્મની માફક તે સાધનાથી સધાય તેમ નથી. ભક્તિના નવધા પ્રકાર વર્ણવ્યા છે પણ એ વિધિના પ્રકાર છે. ભક્ત તો દાસજ છે. ને પ્રેમી દાસ છે. મીત્ર થતાં તે ભક્ત મટે છે. ભક્ત રહી તે મીત્ર થઇ શકતો નથી. અર્જુન સખા, પણ હનુમાનજી ભક્ત. ખરો ભક્ત ભક્તજ રહેવા ચાહે છે—શ્રવણ, કીર્તન, સ્મરણ, એ ભક્તિનાં લૌકીક સાધનો છે. પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, આત્મનિવેદન, એ ભક્તિની પરીચર્યા છે.

ભક્ત.

૧૧૭. જેમ શરણાગતમાં દીનતા પ્રાધાન્ય છે. તેમ ભક્તિમાં ભાવ પ્રાધાન્ય છે. શરણાગત પોતાનો ભાર પ્રભુને સોંપે છે. ભક્ત પોતાનો ભાર ભુલી જાય છે. શરણાગત એનું રક્ષણ ચાહે છે. ભક્ત તેનો પ્રેમ ચાહે છે. શરણાગત આવી મળે તેમાં જીવન વહન

શરણાગત ને ભક્ત.

કરવા ચાહે છે. ભક્ત એની ઇચ્છામાં જીવન ગાળવા ચાહે છે. એની ઇચ્છાનું અનુસરણ એજ ભક્તની પૂજા, એજ અર્ચા, ને એજ એનો નીત્યનિયમ.

૧૧૮. અપરોક્ષ થયા શિવાય ભક્તની સ્થીતિ વીરહીની છે. વિરહીને જ્ઞાન, યોગ કે કર્મ, સહાય કરી શકતાં નથી. જે વિરહનું દુઃખ તેજ તેને સહાય કરે છે. સંસારના મોહનું મિથ્યાપણું, એકલાનું નિરાધારપણું, પોતાના વિનાની શૂન્યતા, એ કારણો વિરહને પ્રજ્વલીત કરે છે.

વિરહ.

૧૧૯. પ્રજ્વલીત થયેલો વિરહ શું નથી કરી શકતો? આપોઆપ સાક્ષાતકારનું કારણ બની તે વિયોગનો સંયોગ કરી દે છે. અગર મનની સ્ફુરણા વિશેષ જાગૃત કરી તેને વધારેને વધારે નીકટ કરતો જાય છે અને આખરે તેને પોતાનું ઇચ્છીત ફળ અપાવે છે.

વિરહનું ફળ.

૧૨૦. એની મરજી અનુસાર વર્તવાથી ભવિષ્યના દુષ્કૃત્યને તિલાંજલી આપી દેવાય છે. એની કૃપા થતાં ગત દુષ્કર્મનો ઓઘ ભસ્મ થઇ જાય છે. અને એજ કૃપાના પરિણામે તેનું સાનિધ્ય પ્રાપ્ત થાય છે.

કૃપાનું ફળ.

૧૨૧. આ ઉપરથી જણાશે કે મારી ઉચ્ચ અભિલાષની સંસારીક આંતરિક નિરાશા ધર્મદ્વારા તેના પદની આશામાં વિરમી અને મારા મનને નિવૃત્તિ પ્રાપ્ત થઈ. સંસારની આંધીમાંથી પસાર થયો છતાં તેની રજ મને વળગી રહી નથી. ગત વર્ષો જાણે એક દીવસજ ગયો હોય એમ મને લાગે છે. કોઇનું

ઉચ્ચ અભિલાશની નિવૃત્તિ.

વેર ઝેર, કોઇનો મોહ મમત્વ, કોઈનું લેણ દેણ, કોઇનો સ્નેહ સંબંધ, મને ગળે પડયો નથી. વસ્તુનો આભાસ આવે ખરો પણ તે એ ઘડીનો. મને મારૂં મન એટલું હલકું લાગે છે કે, જાણે જીવનનું વહન થયુંજ નથી. આશ નિરાશ થઈ છે. વહાલ વિખુટું રહ્યું છે. મનનું જલણ ટરણ પામ્યું નથી. પણ જેમ વાદળથી આકાશ આચ્છાદિત થતાં તડકો કુમળો થઇ જાય, નિંદ્રા આવવાથી દુઃખનો ભુલાવો થઇ જાય, તેમ ભક્તિરૂપી રાગથી મારૂં સઉ શમી ગયું છે. એ મારી શાન્તિ છે. ભોગવેલી ચીજનો સંતોષ એ મારો નથી. ખાધા પછીની તૃપ્તિનો ઓડકાર એ મારો નથી. પણ જે અસંતોષમાં સંતોષ છે તે લવણવાળા ભોજનની મીઠાશ જેવો મારો છે.

**જીવનની પારમાર્થિક સાફલ્યતા.**

૧૨૨. હું નથી કહેવા માગતો કે મારા જીવનની સાફલ્યતા ઉચ્ચ પ્રતીની છે. પારમાર્થિક સાધનમાં સંસારીક ભોગ મેં ઘણો થોડો આપ્યો છે. ને તે જાણે આપેલી કિંમત કરતાં વિશેષ ફળની આશા રાખવા જેવું છે. પણ એટલું તો ખરૂં છે કે સમજની તમામ અવસ્થામાં, સુખમાં કે દુઃખમાં, એને હું વિસર્યો નથી. અને એનો વિયોગ મને સાલ્યા વિના રહ્યો નથી.

**ધર્મનો સાર.**

૧૨૩. છેવટ ધર્મની બાબતમાં મારૂં એજ સમજવું છે કે પરમાત્માથી જીવનો પડેલો અંતર જેને જેમ કરી કમી કરવો અનુકુળ પડે તેણે તેમ કરવો. ધર્મરૂપી માર્ગ અનેક છે. જેને જે રસ્તો સુલભ પડે તેણે તે લેવો અને આખર મંજીલ પહોંચાડવાનું પરમકૃપાળુ પરમેશ્વરને સોંપવું.



## ૮. ઋણ.

૧૨૪. મેં મારા જીવનનું મારી દૃષ્ટિથી અવલોકન કર્યું. પરભવ સારૂ મારી કરણીની મારા સંસ્કાર પર થએલી અસર જોઇ. આ ભવ સારૂ મારી કરણીની ઉપરની સફળતા અને અંદરની નિષ્ફળતા જોઈ. કરણી જેમ પોતાને તેમ બીજાને પણ અસર કરે છે. અને તેથી લેણદેણ ઉત્પન્ન થાય છે. સંસ્કાર જેમ બંધન છે તેમ લેણદેણ પણ બંધન છે. મારા સંસ્કાર વિષે હું જોઇ ચુકયો. કાંઇક લેણદેણ વિષે હવે જોઇ મારા અવલોકનની સમાપ્તિ કરૂં.

ઋણબંધન.

૧૨૫. મનુષ્ય માનુષ્ય દેહમાં મનુષ્યના સંબંધ વિના આવતો નથી. અને તે સંબંધમાં પોતે મનુષ્યનો લેણદાર અગર દેણદાર અગર બન્ને હોય છે. આ લેણું અગર દેવું આપણે સાધારણ સમજીએ છીએ તેમ માત્ર પૈસાનું હોતું નથી. પણ તે દૈહિક અગર માનસિક પણ હોય છે. કુતરો થઇ નિમકહલાલીથી આપણા ઘરની ચોકી કરે, બળદ થઇ આપણો ભાર વહન કરે એ બધાં એક રીતે પોતાનું દૈહિક દેવું ફેડે છે અને ઉપભોગ લેનાર પોતાનું દેહીક લેણું લે છે. રાજ્યનો સલાહકાર થઈ રાજ્યના તંત્રમાં મદદ કરે, મિત્ર થઈ મિત્રના દુઃખમાં ભાગ લે, એ બધા પોતાનું માનસિક દેવું અદા કરે છે અને તેનો ઉપભોગ લેનાર પોતાનું માનસિક લેણું લે છે. આવાં દૈહિક અગર માનસિક લેણદેણ ગત જન્મોની સાથે આ જન્મમાં આપણે નવાં ઉભાં કરીએ છીએ અને તે ભવિષ્યના જન્મોના કારણભૂત થાય છે.

દૈહિક અને માનસિક.

૧૨૬. હું મારા લેણ કરતાં દેણ જોવા વધારે ચાહુ છું. એવા

હેતુથી કે તે ન ફેડાયાં હોય તો હજી પણ ફેડવા તક લઈ શકાય.

ઋણ ફેડવું. ઋણી રહેવું કોઇને ગમતું નથી. અને જે ઋણ ફેડી ન શકાય તે ફેડવાનો પ્રયાસ પણ સ્તુત્ય છે.

૧૨૭. પિત્રીઋણ તરફ જોતાં, મેં વૈશ્વદેવ તર્પણ રોજ કર્યું નથી અને પિત્રીઋણ ફેડયું નથી. મોટું ગયાશ્રાદ્ધ કર્યું છે. કરવા

પિત્રીઋણ. જોગ શ્રાદ્ધ તથા સંવત્સરીને દીવસે બ્રહ્મ-ભોજન કરૂં છું. યાત્રામાં બની આવ્યું છે ત્યાં તીર્થમાં પિત્રીઋણથી મુક્ત થવા ક્રિયા કરી છે.

૧૨૮. દૈહિકઋણ તરફ જોતાં માતા સમાન હું બીજો કોનો ઋણી છું ? અને માતાનું ઋણ કોણ વાળી શકે છે ? જન્મ આપ-

દૈહિકઋણ. નાર અને બાળપણમાં ઉછેરનાર સમાન કોઈ લેણદાર નથી. માતા કરતાં મારી દાદીની મારા પ્રત્યેની સંભાળ કમી નહતી. અને સમજ આવ્યા પછી હું તેનેજ મારી મા સમજી ચાલતો અને એનાથી મને પૂર્ણ સંતોષ મળતો. પિતા તરફ જોતાં મારા સુખ માટે પોતે આપેલા પોતાના સુખના ભોગથી હું તેમનો ખાસ ઋણી થયો છું. આ કોટીનાં ઋણમાં બીજે નંબરે ગણું તો મારી સ્ત્રી છે. જેણે ૩૨ વર્ષ સુધી પોતાના તનમનથી મારા તનમનને પોષ્યું. પતિપત્નિમાં જુદારો ન હોવાથી તેના લેણદેણનો હીસાબ કરવો સહેલો નથી. તથાપી હરેક પ્રકારની અગવડ અને શ્રમ વેઠી પતિનું આશ્વાસન કરનાર પત્નિનો ગુણ કેમ ભુલાય ? શું શિયાળાની ટાઢ કે ઉનાળાનો તાપ, વરસતો વરસાદ કે કાળી મધરાત, ગમે તે વખતે પતિની તોજી સાચવવામાં પોતાના દેહના સુખનો ભોગ આપનાર એવી સ્ત્રીનું પતિ પ્રત્યેનું કર્તવ્ય શું પતિનું ઋણ નથી ? કેટલી સ્ત્રીઓ આ ફરજ અદા કરવામાં દેહને ખોઇ બેસે છે. અને તે શું તેમના

કર્તવ્યની ઉચ્ચતાની સીમા નથી ? અબોલ અને અસમજવાળા બાળકની સંભાળ માતાને કઠણુ છે ખરી પણુ બોલતા અને સમજવાળા ધણીની સંભાળ ધણીઆણીને ઓછી કઠણુ નથી. બાળકના ગેલમાં તેના રોવા શિવાય માતાને ભાગ્યેજ પ્રતિકુળતા હોય છે. પણુ ધણીના મીજાજમાં ધણીઆણીને પ્રતિકુળતા શિવાય ભાગ્યેજ કાંઈ બીજું મળે છે. મને લાગે છે કે સરવાળે તો મા એક નાના બાળકને ઉછેરે છે અને ધણીઆણી એક મોટા બાળકને તેવડે છે. બાળક પોતે રોઇને માને દુઃખ આપતું હશે તો ધણી ધણીઆણીને રોવરાવીને કયાં દુઃખ નથીં આપતો ? ખેર ! હું આ કોટીનું ઋણુ એ ગણુવા જેવું ઋણુ લેખું છું.

૧૨૯. ભાગ્યશાળી નરનું દૈહિકઋણુ આટલેથી પતે છે પણુ મારૂં જીવન ભાગ્યશાળી ગણુાય ? ઘરભંગ થએલો હું દેહની ક્ષીણુતામાં આવતો તેને હજુ કોઈનું વધારે ઋણુ કરવું સરજીત નહીં હશે ? વૃદ્ધાવસ્થા બીજી બાળઅવસ્થા છે. અને ભવિષ્યમાં હજી શું હશે તે શું કહી શકાય ? હાલ તો એટલુંજ જોવા ચાહું છું કે સ્ત્રી તરફની દેહની સંભાળની ખામી પુરી પાડનારની નોંધ મારે લેવી જરૂરની છે. વિવિધ કારણોને લઇ મન ઉપર મને થએલી અસર તનને અસર કરી ગઈ હતી. નોકરીની અને તેમાં વળી શહેરની નોકરીની જંજાળ આવી સ્થિતિના મનને બહુ પથ્ય નહતી. ઘર સંસારનું વ્યવહારિક ધોસરૂં કાંધ ઉપર મુક્યા પછી સ્ત્રીને લઇને જેનો ભાર કાંધને લાગ્યો નહતો તે પુખ્ત થવા આવેલી વયની કાંધને લાગવાનો સંભવ પણુ મનને પથ્ય નહતો. હરકોઈ પ્રકારનો મનનો ભાર સ્ત્રીની સાથે વહેંચી લેવાની પડેલી ટેવને એ વહેંચવાનું સ્થાન ખસવાથી મનને એકલાં એ ભાર વહેવાનો પ્રસંગ પણુ પથ્ય નહતો. ઘરભંગની નિરાધાર અને આધાર ઈચ્છતી વૃદ્ધ અવસ્થાની પ્રથમથી થતી ચીંતા પણુ મનને રૂચીકર નહતી. આ બધા મારા

દૈહિકઋણુ.

મનના અપથ્ય સંયોગો જેણે ઝપાટો ખાધો છે એવા તનને બહાલ કરવા જેવા નહતા. તેમાં એક સંસારમાં પ્રવેશ કરનાર ઉછરતી વયની પુત્રવધુએ હરેક બાબતમાં પોતાનો સહારો આપી જાણે હાલી ગએલા મોભને બીન આયાસે શોરબકોર વિના શાંતપણે જામ કરી દીધો એ એક તુલના કરવા જેવી બાબત હતી. કહેશે કે ઘર કોણ નથી ચલવતું ? પણ ચલવવા ચલવવામાં ફેર છે. બહારથી શ્રમિત થઈ આવેલા પુરૂષને ઘરમાં શ્રમ ઉતારવાને બદલે વધે, પુરૂષ બહાર જાય તોપણ ઘરની ફીકર તેના મનપર રહે, એવાં ઘર પણ ચાલે છે; અને પુરૂષ બહારથી ઘરમાં આવી બહારનો શ્રમ ઘરમાં ઉતારી શકે, ઘરની જરા પણ ફીકર વિના બહાર નિશ્ચિતપણે કામ કરી શકે, એવાં પણ ઘર ચાલે છે. પોતાનાને પાળવામાં એક તો માત્ર પાળે છે ને એક પોતાનું કરી પાળે છે. મને પડેલી ખોટ ઘરમાં જણાઈ નહતી. અને તેથી હું ઋણ કર્યા વિના રહ્યો એમ શી રીતે ગણું ? આટલુંજ નહીં પણ મને એક સખ્ત માંદગી આવી હતી, જેમાં મારી સારવારમાં પોતાના બાળક સામું અગર પોતાના દેહ સામું પણ જોયું નહતું. હરેક પ્રકારનો પરિશ્રમ વેઠી મારા જીવનની ધારા કાયમ રાખી હતી.

દૈહિકઋણ.

૧૩૦. મને ઘણી વખત એમ કહેવામાં આવતું કે જેના ઉપર હક છે તેનું ઋણ હોય નહીં. હક તો મા ઉપર, સ્ત્રી ઉપર, પુત્રવધુ ઉપર, બધાં પર ખરો. પણ હક કર્તવ્ય ઉપર છે મન ઉપર નથી. મન સાથેનું કર્તવ્ય અને મન વિનાનું કર્તવ્ય એ બેમાં ફેર છે. કોઈ કોર્ટ માનસિક હક અપાવી શકતી નથી. અને તેથી મન ઉપર હક ગણવામાં આવે તોએ શું ? જાતથી પોતાના બાળક પ્રત્યે ફરજ ન બજાવનાર માતા કયાં નથી ? તેમજ પતિ પ્રત્યે સ્ત્રી કયાં નથી ? તો પછી પુત્રવધુ શ્વસુર પ્રત્યે હોય તો શી નવાઈ ? લાગણી વિના સગાં પ્રત્યે તન પણ કોણ મરડે છે ? તો પછી મનની તો વાત શી ?

દેખાવનો સંસાર એટલો બધો છે કે ખરો સંસાર શોધવો રમત નથી. હું પણ કહું છું કે હક છે ત્યાં ઋણ નથી પણ હું જોઉં છું કે હક સાથે મન નથી અને તેથી જ્યાં મન છે ત્યાં ઋણ પણ છે.

૧૩૧. માતા, દાદી, પીતા તથા સ્ત્રી તથા પુત્રવધુના દૈહિક ઋણની નોંધ લઈ, હવે હું મારા માનસીક ઋણ વીષે લખવા ચાહું છું. હું માનસીક ઋણથી પણ મુક્ત નથી.

માનસિક ઋણ.

જોકી મારૂં દીઠા રસ્તાનું બાળપણ, મારી સીધી લીટીની નોકરી તથા ગૃહસ્થી અને નીવૃત્તીવાળી વૃદ્ધા અવસ્થા, એ સ્થીતી, માનસિક ઋણને વધારે ફળદ્રુપ જમીન નહોતી, તેમજ મારી ટેકવાળી તથા પોતામાં વિશ્વાસવાળી પ્રકૃતી, એ આ પ્રકારનું વીષેશ ઋણ કરવા ચાહતી નહોતી, છતાં એ ઋણ કર્યા વીના હું રહી શક્યો નથી. મારા મનની કોમળતા, એ એક જાતની નબળાઇ કહું તો ચાલે અને તે આ ઋણની વધારે જવાબદાર હતી. પોતાનું દુઃખ મુંગે મોહે સહી લેનાર, કુવાની છાંયડી કુવામાં સમાવનાર, એવા શમ દમવાળા માણસને ધન્ય છે. જે કોઇનું કરી છુટયો છે, પણ જેનું કરવા કોઇને વખત આવ્યો નથી, એવા સુભાગીને પણ ધન્ય છે. પણ મારો સમાસ આ બેમાંથી એકે ધન્યવાદમાં થાયે એમ નથી. આ ઋણ રહીત જીવ હું નથી.

૧૩૨. માણસને મન મુકવા ઠેકાણાની જરૂર છે. અને મન મુકનાર મન મુકવા દેનારનો એક રીતે ઋણી છે. જોકી હું મન મુકતો તે કરતાં ઓછું મન મુકવા દેતો નહીં

માનસિક ઋણ.

અને મારૂં મીત્રમંડળ ઓછું હોવાથી હું ઘરના માણસ શિવાયના બીજા થોડાના માનસીક ઋણમાં આવ્યો હઈશ, પણ એમાંથી તદન તો હું બચ્યો નથી. મને ગુણ કરનાર પ્રતિ હું હમેશ ગુણ કરી શક્યો નથી, નહીં કે તેમ કરવાની મારી ચાહેનાની ખામીને લીધે, પણ ગુણ કરવાના સંયોગની ખામીને લીધે, અગર મારી અશક્તીને લીધે.

૧૩૩. હવે ઉપર કહેલાં ઋણ શી રીતે અદા કરવાં એ સ્હેજ સવાલ નથી. માતા, દાદી, પિતા, સ્ત્રી ગત થઈ ગયાં છે. શું કરવાથી તેમનો આત્મા સંતોષાય? કોઈપણ સત્કર્મનું શ્રેય તેમને પહોંચી શકે અને તેમનો આત્મા તેથી સંતોષાય, તેથી મારે સત્કર્મ કરી તેનું શ્રેય તેમને અર્પણ કરવું જરૂરનું છે. સત્કર્મના ઘણા માર્ગ છે. ધર્મશાળા, દવાખાનાં વિગેરે ઘણાં દ્રવ્યસાધ્ય સત્કર્મો છે. પરોપકાર, દયા, સત્ય, અહિંસા, અક્રોધ, વિગેરે શમદમાદિક મનસાધ્ય સત્કર્મો છે. હવે આ સત્કર્મોમાંથી મારાથી બની આવે તે કરી ગત જીવોનું ઋણ મારે અદા કરવાનું છે.

ઋણ ફેડવાની યોજના.

૧૩૪. હવે હયાત વ્યક્તિના ઋણ વીશે વીચાર કરતાં મારાથી બને તેટલું તેમને સુખ મેળવવામાં ભાગીદાર થવું અગર તેમના વીશે શુભ વાંચ્છના રાખવામાં ચીત્ત પ્રેરવું. આ કોટીમાં મારાં પુત્રવધુ છે. તેમનું સુખ તેમના આત્માના કલ્યાણ અર્થે ઇશ્વર પ્રાપ્તિમાં સમાએલું છે. તે પ્રાપ્તિના સાધનરૂપ કાર્યમાં મારે શુભ વાંચ્છના રાખી સહાનુભૂત રહેવું એ મારૂં કર્તવ્ય છે. પુત્ર-પૌત્રાદીકનું મારા તરફનું કર્તવ્ય તે ઋણની ગણનામાં લેવા જેવું મને કારણ મલ્યું નથી, એટલે હયાત વ્યક્તિમાં આથી વીષેશ જોવાનું રહેલું હોય એમ મને ભાસતું નથી.

ઋણ ફેડવાની યોજના.

૧૩૫. પણ આતો થએલા ઋણ વિષે મેં લખ્યું. ભવીષ્યના ઋણ વીષે મારી નજર પહોંચતી નથી. વૃદ્ધાવસ્થાની નીર્બળતાના નીશાનડંકા વાગે છે. હું દેહથી પરવશ થઈ દીવસ કાઢીશ? તેમાં ઋણી થઈશ તો કોનો થઇશ? તે ઋણ શી રીતે ફેડીશ? આ વીચારો મને ઘેરી લે છે. પણ એમાં મારી લાચારી શીવાય મને

ઋણ ભવિષ્યનું.

કાંઇ દેખાતું નથી. અને તેથી જેને હાથ ભવીષ્ય છે તેને એ ફીકર સોંપું છું.

૧૩૬. આ બધાનો સાર એ છે કે બને તો કોઇના ઋણી થવું નહિં, ને થવું પડે, તો તે બનતા સુધી ફેડવું. જેમ પ્રારબ્ધ ભોગવ્યા વીના છુટકો નથી, તેમ ઋણ ફેડ્યા વિના પણ નથી. સગાં સંબંધીના નામથી ભેળાં થતાં સર્વે દૈવી કોર્ટના હુકમનામાવાળાં છે. તે લેવા અગર દેવા ભેળાં થાય છે. લીધે દીધેજ છુટકો છે. માટે લઈ દઇ છુટા થવું એજ ઉત્તમ છે.

ઋણમુક્ત.

૧૩૭. જેમ દેણ બંધનરૂપ છે તેમ લેણ પણ છે. દેણનો મેં ઉપર વીચાર કર્યો. લેણનો કરવો મને જરૂર લાગતો નથી. સાધારણ રીતે મારા લેહેણાના વસા કમી છે અને તે મનથી છોડી પણ દેવાય છે.

લેણ.



# ૯. સમાપ્તી.

૧૩૮. મારા ગત કાળનું અવલોકન હવે પુરૂં થયું. રહેલા કાળનું અવલોકન મારે કરવાનું નથી. અને તે કરવા હું આતુર પણ નથી. મને લાગે છે કે મારી જીંદગીનો અંત જો કે હજી નથી આવ્યો, પણ મન શ્રમીત થયું છે અને તેના બદલાએલા પ્રવાહમાં મને જીંદગીનું વધુ અવલોકન કરવાની અપેક્ષા રહેતી નથી. પરમ કૃપાળુ પરમેશ્વર મારા વાંચક વર્ગને તેમજ મને શાન્તિ આપે એમ પ્રાર્થના કરી હું મારા જીવનના લખાણથી વિરામ લઉં છું.

સમાપ્તી.

તથાસ્તુઃ



# પ્રસ્તાવના.

૧. જેણે "મારૂં જીવન" વાંચ્યું હશે તેને આ પુસ્તકના પ્રસ્તાવનો ખાસ પરીચય કરાવવો રહેશે નહિં. તેને એમાં નજર નાખતાં સ્હેજ સમજાશે કે આ પુસ્તકના વિચારો, તે એ જીવનના અંતર–વહેણના જાણે પરપોટા છે. અને ખરૂં જોતાં વસ્તુ છે પણ એમજ. આ પુસ્તકનું લખાણ એકી વખતે અગર એક લક્ષ્યબિંદુથી થયું નથી. તે ગયા કાળના વખતો વખતના હૃદયના અધ્યાત્મિક તપારાનું દૃશ્ય છે. એમાં લખેલી ચીજો ગવૈયાના ગાયન નથી. તેમ કેવીની કવીતા પણ નથી. માત્ર તે એક દરદીના અંતરના ચિંતનના ઉદ્ગારો છે.

૨. જે અદ્વૈતનું સુખ છે તે દ્વૈતથી અનુભવમાં આવે છે પણ તે દ્વૈતમાં અદ્વૈતપણું હોવાથી. દ્વૈતમાં અદ્વૈતપણું સજાતીની ભાવનાથી થાય છે. અને તેથીજ પ્રાણી માત્ર સજાતીને શોધે છે. પોતાનું ગાયન ગાઈ બતાવવા, ગવૈયો ગવૈયાને શોધે છે, પોતાની કવીતા વાંચી બતાવવા કવી કવીને શોધે છે, અને પોતાના અંતરના ઉદ્ગારો સંભળાવવા દરદી દરદીને શોધે છે.

૩. આ જન સમુદાયમાં જેને જેવું જોઇએ તેને તેવું મળી આવે છે અને તેવી આશાથી આ મારા ઉદ્ગારો હું જનસમુદાય પાસે મૂકુંછું. આથી જણાશે કે આમ કરવામાં મારો હેતુ મારા પોતાના સંતોષનો છે. તથાપી જો તે સંતોષ જાતે લેતાં તે કોઇને આપવા પણ હું શક્તિમાન થાઉં તો તે હું મારૂં સદ્ભાગ્ય સમજીશ.

૪. પ્રોફેસર એફ. સી. દાવરે આ પુસ્તકનો કેટલોક ભાગ વાંચી, પુસ્તક વીશે પોતાનો અભિપ્રાય આપી, મને ઉત્તેજીત કર્યો અને તે સારૂ આ સ્થળે હું તેમના પ્રત્યે મારો આભાર પ્રદર્શીત કરૂં છું તથા

તેમણે (ઇંગ્રેજીમાં) આપેલો અભિપ્રાય (તેના ગુજરાતી તરજુમા સાથે) આ સાથે રાખું છું.

૫. મારે વિશેષમાં એ પણ કહેવું જરૂરનું છે કે આ પુસ્તકમાં આપેલાં બે ચીત્રો ચીત્રકાર રઘુનાથરાય મકનજી મીસ્ત્રીની કલમને આભારી છે. ગાયનની નીર્દીષ્ઠ કરેલી સંજ્ઞા મર્હુમ સંગીત માસ્તર શ્રીમાન્ લક્ષ્મીરામ આદીતરામ ગવૈયાને આભારી છે. અને આ પુસ્તકનું બહાર પડવું, સુજ્ઞજનો—મર્હુમ ડોકટર એ. ટેયલર, મી. સી. એફ. એનડ્રુસ, ડોકટર રવીન્દ્રનાથ ટાગોર અને લેડી વિદ્યાગૌરી રમણભાઈ બી. એ., જેમણે આ પુસ્તકની ચીજો સાંભળી ઉત્સાહ બતાવી મને ઉત્સાહી કર્યો, તેમને ઘણે અંશે આભારી છે. અને એ બધાનું હું અહીં એહસાન માનું છું. પ્રોફેસર જયેન્દ્રરાવ ભગવાનલાલ દુરકાળ એમ. એ. એ, આ પુસ્તક પછાડી પોતાનો ઘણો અમુલ્ય સમય અરપ્યો છે અને તે બદલ તેમને હું જે લખું તે થોડું છે.

લેખક,



# OPINION
OF
## Prof. F. C. Davar. M. A. L. L. B.

*Ahmedabad, Khanpur road.*
*January, 20th. 1922.*

Dear Sir,

I have just completed the perusal of Volume I of your soul-refreshing peoms and am now engaged in a feeble attempt to record the impressions I gathered during the short time that was so profitably devoted to the work.

2. The poems are addressed so to say not to the people but to the higher self of every individual reader, and will be welcomed by those who in this noisy world can afford to lend their ears to the music of their souls which is ever in tune with the Infinite. Yours is not mere drawing-room poetry calculated to fascinate the beau-mondi. Genuine poetry ever flows from the heart to the heart and I am sure you will succeed in finding a fit audience though few who will be stimulated to echo your profound sentiments in every line. These poems seem to be the spontaneous expression of the longing of the human heart for the Infinite. They embody principles that are at the root of all religions and amply justify Matthew Arnold's remark " The strongest part of our religion to-day is its unconscious poetry." From the ethical, not the literary, point of view your poems deserve to be called great, because they are based on great ideas. I may even call them beautiful, for how unseemly is that beauty which bears not the stamp of Virtue ?

3 From the literary point of view, however, the poems may perhaps be subjected to the attacks of those critics especially, who feel greater delight in the detection of weakness than in the merits of their authors. Fortunately I cannot take upon myself this odious task. I do not thereby intend to shirk the responsibility of the critic, but the main reason is that I am not a student of Hindi, the only form of that language I am slightly familiar with being the Persianized Hindi, which one finds, for instance, in some of the popular dramas of Munshi Vinayakprasad Talib. I remember having read something of Andrea del Sarto, one of the greatest of Italian painters, but a man of doubtful morals. His character had vitiated his work to such an extent that art-connoisseurs pronounced his paintings to be "faultless but Soulless." If I am required to declare in a nut-shell what I think of your poems, I should assert just the contrary statement, and say that, though not immune from faults here and there, they are still the perfect expression of a noble and elevated Soul.

4. In thanking you sincerely for the honor done to me by asking me to go through this composition, I beg to congratulate you warmly for culminating a useful life's work with this attempt to disseminate such religious ideas among the public at a time when they are most needed.

5. With my respectful regards and best wishes.

I beg to remain

Yours sincerely,

**Feroze Covasji Davar.**

# અભિપ્રાય—(તરજુમો)

પ્રોફેસરઃ એફ. સી. દાવર. એમ. એ. એલ. એલ. બી.

ખાનપુર રસ્તો,

અમદાવાદ, ૨૦-૧-૧૯૨૨.

મેં હમણાંજ તમારી, આત્માને પ્રફુલ્લીત કરનાર, કવિતાઓના પહેલા ભાગનું વાંચન પુરૂં કર્યું છે, અને હવે એ વાંચવાના લાભકારક રીતે વ્યતિત થયેલા થોડા કાળમાં મારા મન ઉપર જે અસર થઇ તે દર્શાવવા હું મારા નિર્બળ પ્રયાસમાં ગુંથાઉં છું.

૨. તમારાં કાવ્યો ખરી રીતે જોતાં જનસમાજને નહિં પણ દરેક વ્યક્તિના આત્માને સંબોધેલાં છે અને આ ધાંધાટવાળી દુનિયામાં જેને પોતાના આત્મા (જે પરમાત્મા સાથે નિરંતર સંલગ્નીત રહે છે તે) નો નાદ સાંભળવાનું મન રહે છે તે આ પુસ્તકને સત્કાર આપશે. તમારાં કાવ્યો માત્ર છરકીજનને મોહ પમાડવા જલસાની એદકની ચીજો નથી. ખરી કવિતાઓ નિરંતર એક હૃદયમાંથી બીજા હૃદયમાં વહે છે. અને મને ખાત્રી છે કે, ઘણાં નહિં પણ યોગ્ય થોડા, એવા વાંચનારા મેળવવા તમે ફતેહ પામશો કે જે તમારા પુસ્તકથી ઉત્તેજીત થઈ તેની દરેક લીટીમાં ભરેલા ગંભીર મનોભાવોને ગજવી મુકશે. આ કાવ્યો મનુષ્યપ્રાણીના અંતઃકર્ણની પરમાત્મા તરફની લાલસાના સ્વભાવિક ઉદગારો છે. તેમાં એ તત્વો સમાએલાં છે કે જે બધા ધર્મોના મૂળમાં છે અને મેથ્યુઆરનોલ્ડનું કેહેણ કે—

"આજકાલ આપણા ધર્મનું ખરૂં બળ સહજ થયેલી તેની કવિતાઓમાં છે.'

તેને એ સારી રીતે સાચું પાડે છે. સાહિત્ય નહિં પણ નૈતિકદૃષ્ટિથી જોતાં તમારાં કાવ્યો મોટાં કાવ્યો તરીકે ઓળખાવાં ઘટે છે કારણ તેનો પાયો મોટી ભાવનાઓ ઉપર છે. હું એ કાવ્યોને સુંદર કાવ્યો પણ કહી શકું કારણ જે સૌંદર્યતા ઉપર નીતીની છાપ નથી તે સૌંદર્યતા કેવી કુત્સિત લાગે છે.

૩. પણ સાહિત્યની દષ્ટિએ જોતાં મને લાગે છે કે ખાસ કરી લેખકના ગુણને બદલે દોષ જોવામાં વધારે આનંદ માનનારા ટીકાકારોને હાથે તમારાં કાવ્યો વખતે તેમના હુમલાને પાત્ર થશે. સદભાગ્યે તે નિંદનીય કામ હું કરી શકું તેમ નથી. એથી હું ટીકાકારની જુમેદારી માથેથી ખસેડી નાંખવા માગું છું એમ નથી, પણ તેનું મુખ્ય કારણ એ છે કે હું હીન્દી ભાષાનો અભ્યાસી નથી. ફક્ત જે ભાષાની મને સહેજ માહીતી છે તે ફારશીથી લેપાએલી હીન્દી ભાષાની છે અને જે દાખલા તરીકે મુનશી વીનાયકપ્રસાદ તાલીબના કેટલાક લોકપ્રીય નાટકોમાં જોવામાં આવે છે. આ જગ્યાએ "એનડ્રીયા ડેલ સારટો" વિશે કાંઇક વાંચેલું મને યાદ આવે છે. એ શખ્સ ઈટાલીના પ્રખ્યાત ચીત્રકારોમાંનો એક ચીત્રકાર હતો પણ જેનું ચરીત્ર શકવાળું હતું. તેના આચરણથી તેનો હુન્નર એટલો તો દુશીત થયો હતો, કે હુન્નરમાં નીપુણ પુરૂષોએ તેના ચીત્રોને "નિર્દોષ પણ નિર્જીવ" કહ્યાં હતાં. તમારાં કાવ્યો વિશે જો ટુંકામાં મારે અભિપ્રાય આપવો પડે તો આ વચનથી મારે તદ્દન ઉલટું કહેવું પડે અને તે એ કે જોકી આ કાવ્યો કોઇક કોઇક જગ્યોએ દોષ રહીત નથી તો પણ તે એક ઉમદા અને ઉંચે ચઢેલા આત્માનું સંપુર્ણ દશ્ય છે.

૪. મારા અંતઃકરણથી તમારા કાવ્યોનું નીરીક્ષણ કરી જવા મને આપેલા માન બદલ તમારો આભાર માનતાં હું તમને કહેવા રજા લઉં છું કે, જે વખતે તેમની ખરી જરૂર છે તે વખતે આવા ઉમદા ધાર્મિક વિચારોનો પ્રસારો કરી તમારા ઉપયોગી જીવનના કામને આવા પ્રયાસથી ટોચે પહોંચાડવા માટે હું તમને ઉત્સાહપૂર્વક અભિનંદન આપું છું.

૫. આદરભાવ તથા શુભેચ્છા સાથે

હું રહેવા માંગુ છું
તમારો અંતઃકરણપૂર્વક
**ફીરોઝ કાવસજી દાવર.**

## અનુક્રમણિકા.

## ૨. દિલ.



## ૩. મન.



## ૪. દુનીયા.

# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૯ | ૨૩ | **में** | **मैं** |
| ૫૪ | ૨૧ | તેનો | તેને |
| ૫૮ | ૧ | કલાસ | કૈલાસ |
| ૬૦ | ૧૦ | **यार** | **प्यार** |
| ૬૪ | ૧૬ | સારા | સાગી |
| ૬૮ | ૧૮ | **जनी** | **जमी** |
| ૧૦૬ | ૪ | રહ્યા | રહ્યો |
| ૧૦૭ | ૫ | એમા | એમાં |
| ૧૧૬ | ૫ | વીન | વીના |
| ૧૨૫ | ૧ | મન | મને |
| ૧૨૫ | ૧ | જેવું | ૧ જેવું |
| ૧૨૫ | ૫ | આ વૃત | ૩ આ વૃત |
| ૧૩૫ | ૨ | ચેતનનું | ચૈતનનું |

# ईश्वर.

---

१

राह झींझोटी........जिल्लो.

मिलना खुदासें होत है,
  जाहेर नहिं ईह जहान;
कोई वख्त कोई चीजमें,
  होती उसे पहेचान. मिलना०

१ कभी गमीकी चोटमें,
कभी इश्ककी सेलान;
कभी खुशीके आंसुमें,
दील देखता व राम. मिलना०

२ ईस तरह कोई वख्तपें,
ले फकीरी लीब्बास;
या होके तुं चाहता जीसे,
करता व तेरा काम. मिलना०

३ रहेना तुझे करीब उसे,
जो दीलसे हो पसंद;
बेशक व रहेगा नजदीक,
कोई रुप या कोई रंग. मिलना०



१

## તેનું મળવું—કોઇ ચીજમાં.

જગતમાં પ્રત્યક્ષ રીતે ઇશ્વરને મળાતું નથી. તેની ઓળખ કોઇ વખત અગર કોઈ ચીજમાં થઈ આવે છે.

૧ કાંતો દીલગીરીની ચોટમાં, કાંતો ઇશ્કની સેલમાં, કાંતો આનંદના આંસુમાં, હૃદય તે રામને જુએ છે.

૨ આવી રીતે કોઇક વખત ફકીરનાં કપડાં પહેરી અથવા જેને તું ચાહતો હોય તે બની, તે તારૂં કામ કરે છે–તને મળે છે.

૩ જો તને તેની પાસે રહેવું દીલથી ગમતું હશે, તો બેશક, તે તારી પાસે કોઈ રૂપ અગર કોઈ રંગમાં રહેશે.



२

## राह–पीलु जिल्लो गजल.

दरखत को खिलवाई में,
दरखत को मैं देखा;
जो बीजसें दरखत हुआ,
व दरखत में ही देखा. दरखत०

१ जो न्यामत है फल फुलमें,
व क्या न्यामतही नहिं ?

मैं हुं जोशीका जोशका,
जोग भोगमें सही. दरखत०

२ जो है फरक सब देखनेमें,
व है रोगकी बला;
जाना चाहे जो चीजको,
सब छोड धर गला. दरखत०

३ मत खोज उसे कर हसना,
अपने सें खोज ले;
तौफेईको पहेचानके,
तौफेको छोडदे. दरखत०

४ इस किसमकी जींदगी,
मैंने गुजारी है;
नहिं नूरसें मुलाकात लेकीन,
खलकत हि नूर है. दरखत०



## ૨
## તેનું મળવું—બીજના સત્વમાં.

ઝાડની ખીલવણીમાં મેં ઝાડને જોયું. જે બીજમાંથી ઝાડ થયું, તે બીજને ઝાડમાં મેં જોયું.

૧ જે સૌન્દર્ય ફળ ફૂલમાં છે, તે સૌન્દર્ય શું ઇશ્વરી તત્વ નથી? હું તો સત્વનો ખેંચનારો છું. મને તો ભોગમાં પણ જોગ લાગે છે.

૨ વસ્તુ જોવામાં જે ફેર પડે છે, તેજ રોગની બલા છે. જો વસ્તુને ખરી ઓળખવી હોય તો બીજું બધું છોડી, તેને ગળામાંથી ( એટલે તેના સારને ) પકડો.

૩ ઇશ્વરથી રૂસણું કરી (વીરૂધ થઈ) ઇશ્વરને શોધો નહિં, પણ પોતાનો કરી (પ્રેમથી) તેને શોધો. વસ્તુની સુંદરતાને સમજી વસ્તુને છોડી દ્યો.

૪ આ રીતે જોતાં જોતાં મેં જીંદગી ગુજારી છે, ચૈતન્યથી મળવું થયું નથી. પણ સૃષ્ટી એ ચૈતન્યનુંજ સ્વરૂપ છે (એમ સમજાયું છે).



३

## राह–गजल झींझोटी.

कहेते खुदा मीलता वहां,
हमको यहांही चाहीए;
मंजुर नहिं कलकी हमें,
फौरीन हमे दाखला ए. कहते०

१ क्या नहिं खोदा सब जहानमें ?
रहेता सीरीफ आसमानमें ?
कोई दीनभी यहां आता नहिं ?
मीलता कीसीसें नहिं कहीं ? कहेते०

२ बोलता सो तुजमें कौन है ?
खुशबो फुलोंकी और है ?
जो नहिं खुदा तो है भी क्या ?
पढके करीमा कहो सीया. कहेते०

३ आया जो जल आफताबसें,
आया सबेरा वांहीसे;
आया खुदा नहिं और क्या ?
कलमों सें कहेयो पे मीयां. कहेते०

४ नहिं दूर खुदा तुजसें रहा,
घटमें हि घर कर छीप रहा;
कर रोशनी दील भर गमी,
रेहेमी रसुल नहिं रहे छीपी. कहेते०



## ૩
## તેનું મળવું—સૃષ્ટિની રચનામાં.

કહે છે કે, ઇશ્વર ત્યાં ( બીજી દુનીઆમાં ) મળે છે, પણ મારે તો તે ઈહાં ( આ દુનીઆમાં ) જ જોઇએ. મારે કાલની વાત ન જોઇએ. મને તો તે તુરત દેખાડી દ્યો.

૧ શું ઇશ્વર આખા વિશ્વમાં નથી ? શું ફક્ત આસમાનમાં જ એ રહે છે ? આ દુનીઆ ઉપર કોઈ દહાડો આવતો નથી ? કોઇને કોઈ જગ્યાએ મળતો નથી ?

૨ જે તારામાં બોલી રહ્યો છે તે કોણ છે ? શું ફુલોની સુગંધ—ઇશ્વર શીવાયની—બીજી ચીજ છે ? જો તે ઇશ્વર નથી તો બીજું શું છે ? હે ધર્મશાસ્ત્રી, મને ધર્મના પુસ્તકો વાંચીને કહી દ્યો.

૩ જે આકાશમાંથી જળ આવે છે તેજ આકાશમાંથી વ્હાણું વાય છે. એ ઇશ્વર નથી આવતો તો શું આવે છે ? હે કાયદામાં નિપૂણ, તમારા કાયદાની કલમો વાંચી એ કોયડો ઉકેલો.

૪ અરે ! ઇશ્વર તારાથી દુર નથી, એતો આ દેહમાંજ ઘર કરી સંતાઈ રહ્યો છે. જો દીલમાં તેના વિયોગરૂપી પરિતાપનું અજવાળું થશે તો તે છુપ્યો નહિં રહે.



૪

## राह–जंगलो–ठुमरी.

હો કોને જઇ સંભળાવું,
મન મોજ તણી એક વાત— હો.

૧ પ્રેરક રૂપ મેં, નિરખ્યું આ મનમાં,
પ્રગટી જ્યોત રચી, પચી સહુ તનમાં;
ગઇ બુદ્ધિ એના શરણમાં— હો.

૨ અંદરથી હોય, કોઇ જેમ કહેતું,
ધ્વની ઉઠતો તે, દિલ સુણી લેતું;
ક્ષણું જીવન અક્ષય વહેતું— હો.

૩ જ્યાં જોઉં ત્યાં, તેને ભાળું,
હું–તું–તે સહુ, સમ મમતાળું;
પ્રસર્યું પ્રેરક રૂપ રૂપાળું— હો.

૪ લય પામી મન, થયું સચેતું,
ક્ષીણ સ્ફુરણા તન, શ્રમિત સમેતું;
રહ્યું ભાન અભય પદ દેતું— હો.

૫ ઘડી સુખ દરદીની થઇ અળગી,
રસ પીધો તે, રહ્યો ચિત્ત વળગી;
હવે જાઉં સ્મરણમાં સળગી— હો.



૪

## તેનું મળવું—દીલમાં.

અરે ? મારા મનના સુખની એક વાત હું કોને જઇને સંભળાવું ?

૧ મનમાં મેં પ્રેરક રૂપને જોયું કે જેની જ્યોત પ્રગટ થઇને બધા શરીરમાં પ્રસરી ગઈ અને જેમાં બુદ્ધિ લીન થઈ ગઈ.

૨ મને લાગ્યું કે, જાણે અંદરથી કોઈ કહે છે અને તે અવાજ મારૂં દીલ સાંભળી લે છે અને તે પળમાં મારૂં જીવન અમર થઇને વેહે છે.

૩ હું દીલમાં જ્યાં જોઉં ત્યાં એનેજ જોઉં. હું, તું, તે, તેનામાં સહુ સમાન, એ સુંદર-પ્રેરકરૂપ બધે છાઇ રહ્યું.

૪ જ્યોત લય પામી એટલે મન સચેત થયું અને થયેલી સ્ફુરણા ક્ષીણ થતાં શરીર શ્રમિત થયું જણાયું, માત્ર તેનું અભયપદ આપતું ભાન રહી ગયું.

૫ દરદીની આ સુખની ઘડી દુર થઈ. જે રંસ પીધો તે ચિત્તમાં વળગી રહ્યો. મને એમ થાય છે કે, હું આ સ્મરણમાં હવે સળગી જાઉં ( એટલે લય પામું ) તો સારૂં.



૯

## राह–दादरा जिल्लो.

( બતાદે સખીં કોન ગલી ગયો કહાન. )

**જોઉં શી રીતે, મન મંદીરીયાની માંહ્ય ?**
**જેમ જોવું તનથી થાય— જોઉં.**

**૧ મન સુખ, તન વિનાનું ફીકું;**
**તન, મન વિણુ, થઇ, જાએ સુકું;**
**મન તન, તન મન, સમેતું— જોઉં.**

**૨ ભાવ ભરૂં મન, મળવા માટે,**
**મન મેળાપ નવ, મન સમજાએ;**
**સમજે મન તૃપ્ત ન થાયે— જોઉં.**



## ૫
## તેનું મળવું—મનમાં.

જેમ કોઇને શરીરની આંખોથી સ્પષ્ટ જોવાય છે, તેમ પ્રભુને મન રૂપી મંદીરમાં સ્પષ્ટ શી રીતે જોઉં ?

૧ શરીરના સુખ વિના મનનું સુખ ફીકું છે અને મનના સુખ વિના શરીરનું સુખ સુકું થઈ જાય છે. સુખ માટે, મન સાથે તન, અને તન સાથે મન, બે, એક બીજાની સાથે રહ્યાં છે.

૨ પ્રભુને મળવા માટે હું મનમાં તેના ભાવને ભરૂં છું, પણ એ ભાવરૂપી મનનો મેળાપ મન સમજી શકતું નથી અને માત્ર સમજવાથી મનને જોયાનો સંતોષ થતો નથી.



## ૬
## राह—गजल जिल्लो.

देखा नहिं चीन्हा नहिं,
लानाभी ब क्या दिल ?
ख्यालात खलीफे .रगये,
हैरत हुई अकील. देखा०

१ दम घोट बदनका थक गये,
माया मीली न राम;
जोत लगी जब जोशकी,
जाना हुआ सब काम. देखा०

२ मस्तानकी मस्ताई को,
तुं दे जला कर ,खाख;
चहीए दरस देदार का,
कर बंदगी मौताज. देखा०



## ૬
## તેનું મળવું—યોગમાં.

જેને જોયો નહિં, જાણ્યો નહિં, તેને દીલમાં શી રીતે લાવવો? વિદ્વાનો વિચાર કરી ગયા, પણ તેમાં તેમની અક્કલ હારી ગઈ.

૧ (યોગીઓ) શરીરનો સ્વાસ ઘુંટી ઘુંટીને થાકી ગયા, પણ તેમને ન મળી માયા કે ન મળ્યા રામ. જ્યારે યોગના જોશની જ્યોત લાગી ત્યારે જાણ્યું કે બધું કામ થયું.

૨ હે ભાઈ? બળવાનના બળને તું બાળીને રાખ કરી નાંખ. જો તેનું ( ઈશ્વરનું ) દર્શન તારે કરવું હોય, તો ગરીબ બની તેને ભજ.



## ૭
## राह—बीहाग.

दिन बीतत है मोरे नाथ दोहीला
जीवन मीन जल बीन साथ. दोहीला०

१ अंतर खोल दीखाऊं मैं तुज ो
जरी भठ्ठी रहीखाख. दोहीला०

२ आशा एक रह गई अब तोरी
भक्त वत्सल प्रात ाळ. दोहीला०

३ दरस परस ो अमी जलधारा
करहु कब दीन दयाल. दोहीला०



૭

## તેનો—વિયોગ.

હે નાથ? મારા દીવસ હવે કષ્ટથી વીતે છે. મારૂં જીવન જળ વિનાની માછલીના જીવન જેવું થયું છે.

૧ મારૂં હૃદય ખોલી હું તને દેખાડું, તો બળેલી ભઠ્ઠીની માત્ર રહી ગયેલી રાખ તને જણાશે.

૨ હે ભક્ત વત્સલ પ્રતિપાળ! હવે એક તારી આશા મારે રહી છે.

૩ હે દીન દયાળ, તારા દર્શન અને સ્પર્શનના અમૃતરૂપી જળની ધારા તું, મારાપર ક્યારે કરીશ?



૮

## राह—गारा.

(व्रानानी पत राख)

दुःख पडी मोकों नाथ
मीलन नहीं तलसुं जाको साथ. मीलन०

१ सुमरन कीन्हो मैंने तेरो
सुन्यो नहिं तैं कान. मीलन०

२ भक्त भीडमें मैं दुःखीयारो
नहिं देख्यो मोहे नाथ. मीलन०

३ रटना नहिं मैं छोडुं तेरी
मीलवो तेरे हाथ. मीलन०



## ૮

## તેને ન મળવાનું દુઃખ.

હે નાથ! મને દુઃખ એજ છે, કે જેના સાથ માટે હું તલસું છું, તેનું મળવું થતું નથી.

૧ મેં તારૂં સ્મરણ તો કર્યું પણ તેં કાને ન સાંભળ્યું.

૨ ભક્તોની ભીડમાં, (ખરો) દુઃખીઆરો હું, પણ તેં મને ન જોયો.

૩ હે પ્રભુ! હું તારી રટણા છોડવાનો નથી. ભલે મળવું તારે હાથ હો.



## ९

## राह—काफी.

रहने घो जमीपें मुझे करार
हो जमीपें मुझे करार यंहीहै. रहने०

१ मैंने प्रीति जोडी तुझसें
तोडी जगकी साथ
कहो तुमे कीसे
तोडी कीसे साथ
ईस बातके खोलवाने में
कुछ माल नहिं है. रहने०

२ मैं हुं प्यासी नामकी तोरी
रटती आठो जाम
क्या करुं मैं अब तुजको
गुजर मई [illegible]जरान
आराम नहिं जहां दील वहां
ताराज सबी है. रहने०

३ जो हो मंजुर रहना तुझे अब
मेरे हमकी साथ
हो जा तुं हुं मैं जैसी
रट तुं मेरा नाम
दरदी जहां दील एक वहां
जुदाई नहिं है. रहने०



૯

## તેની સાથે—રૂસણું.

પોતાને ધામ લઇ જવા આવેલા પ્રભુ પ્રત્યે એક સાધ્વીનું કહેવું.

ઓ પ્રભુ! મને પૃથ્વી પરજ રહેવા દે, મને એમાં ઠીક છે. અરે! મને અહીં પૃથ્વી પરજ ઠીક છે.

૧ મેં જગત સાથેની પ્રીતી તોડી તારી સાથે જોડી. કહો વારૂ, તમે મારે માટે કોની સાથે તોડી? આ વાત ઉઘાડવામાં કાંઈ માલ નથી.

૨ હું તો તારા નામની તરસી છું અને તે આઠે પહોર રટું છું. હવે હું તને શું કરૂં? ગુજરવાની તો ગુજરી ગઇ. જ્યાં દીલમાં ચેન ન હોય ત્યાં બધું નકામું છે.

૩ હે પ્રભુ! જો હવે તને મારી સાથે રહેવું કબુલ હોય તો જેવી હું છું તેવો તું થઈ જા. તું મારૂં નામ રટવા લાગ. ઓ દરદી! જ્યાં દીલ એક હોય ત્યાં જુદાઈ હોય નહિં.



१०

## राह–झींझोटी जिल्लो.

शरमीन्दा हो खडा हुं मैं
तेरी सरहद सें दुर
क्या लेके मुं मैं आ शकुं
तेरी कदमों हजुर. शरमिन्दा०
१ शरम मुझे मेरी नहिं
हुं बेशर्म बे हया
शरम मुझे तेरी सही
खलकत का जहांपनाह. शरमिन्दा०
२ नापाक गुन्हेगार मैं
तुं पाक परवरदीगार
बदनक्षी की मैंने तेरी
ठग भक्त बनी संसार. शरमिन्दा०
३ शरम मुझे तेरें लीये
हो तुझे मेरे सरदार
दरदीको पावन कर बखश
रहना तेरे दरबार. शरमिन्दा०



૧૦

## મારી—શરમ.

હે પ્રભુ ! હું શરમીન્દો થઇને તારી સરહદથી દૂર ઉભો છું. તારા ચરણ આગળ શું મોં લઇને હું આવી શકું ?

૧ મને મારી શરમ નથી. હું તો શરમ અને લાગણી વગરનો છું. પણ મને તારી શરમ છે. કારણ તું વિશ્વનો રાજા છે. (અને મારા જેવા ભક્તને લીધે તારે શરમાવું પડે.)

૨ હું અપવિત્ર અને કસુરવાન છું. તું પવિત્ર અને ભાગ્યાનો ભેરૂ છે. સંસારમાં ઠગ ભક્ત બની મેં તારી નાલાયકી કરી છે.

૩ મને શરમ તારે લીધે આવે છે. જો તને મારે લીધે આવતી હોય તો દરદીને પાવન કરીને તારા દરબારમાં રહેવાનું આપ.



११

## राह–गजल काफी.

( सुनो हो यार परदेशी )

मेरी ल्याकत तेरे मीलने
  मेरा दील ना गवाही दे,
तेरी रहेमी मेरे जैसे
  मेरा दील ना गवाही दे. मेरी०

१ करुं ख्यालात कीया मैं काम
बीताया दिन बीना तुज नाम,
नहिं मालुम नीभाया तैं
मुझे अबतक क्या जरीयेसें. मेरी०

२ करुं ख्यालात जो है तेरे
फकीरों और अमीरों में,
मेरी गुंजाश नहिं उनमें
नहिं संतोके चरननमें. मेरी०

३ तेरा जो ईश्क तेरा जो ख्याल
करे हाले मुझे हेवाल,
कभी मंजुर तुं गीन ले
गवाही दरदी की भरदे. मेरी०



૧૧

## મારી—નાલાયકી.

હે પ્રભુ ! તને મળવા જેટલી મારી લાયકી છે એમ મારૂં મન સાક્ષી પુરતું નથી. મારા જેવા પર તારી દયા હોઈ શકે એમ પણ મારૂં મન સાક્ષી પુરતું નથી.

મેં જે કામ કર્યાં છે તેનો તથા તને સંભાર્યો વિના જે દિવસો વીતાવ્યા છે તેનો હું જ્યારે વિચાર કરૂં છું, ત્યારે મને સમજાતું નથી, કે આજ દીવસ સુધી, તેં મને કેવા કારણને લઈ નીભાવ્યો છે.

શું ફકીર, કે શું અમીર, જે તારા છે, તેમનામાં મારી જગ્યાનો હું વિચાર કરૂં છું, તો મને જણાય છે કે, એમનામાં મારી ગણત્રી થાય એવી મારી ગુંજાશ નથી. અરે ! સંતોના ચરણ સુધી પણ જઈ પહોંચવાનું મારૂં ગજું હોય, એમ મને લાગતું નથી.

( હા, એટલું ખરૂં છે કે ) તારામાં મને ઈશ્ક લાગ્યો છે ને તારૂં ચિન્તન મને રહ્યાં કરે છે અને એ મને બેહાલ કરી દે છે. જો કદાચ તું આ ચીજોને મંજુર ગણી લે અને દરદીની સાક્ષી ભરી દે, તો જે સાક્ષી મારૂં દીલ નથી ભરતું તે તારાથી પૂરી થઈ જાય ખરી.

१२

## राह—गजल काफी.

( सुनो हो यार परदेशी )

लीये मेरे मेरे खाविन्द
हुई तुजको पशेमानी,
गमी यह दील मुझे भारी
मेरे तकदीरकी कहानी. लीये०

१ लीया मैं नाम तेरा जबसें
फीरा तुं साथ मेरे तबसें,
बचाया मैं पे गीरनेसें
गीरा जहां मैं पे लगनेसें. लीये०

२ फसा मैं जाल हुआ चूहा
झपट लागी हुआ भुआ,
कभी दुश्मन कभी दीलदार
सबी मेरे लीये सरदार. लीये०

३ नीभाई तैं कीई यारी
लीयी नहिं दिल गुन्हेगारी,
रहम तेरी शरम मेरी
जीगर दरदी भरी गेहेरी. लीये०



૧૨

## તેને—શ્રમ.

હે મારા સ્વામી! મારે માટે તને પરસેવો ઉતર્યો એ વાત મારા મનમાં મોટી દીલગીરી છે, પણ શું કરૂં? એ મા( કરણ ) નશીબની કહાણી છે.

૧ જ્યારથી હું તારૂં નામ લેતાં શીખ્યો, ત્યારથી તું મારી સાથે ને સાથે ફર્યો, મને ( ભૂલમાં ) પડતાં બચાવ્યો અને જો પડ્યો ( ભૂલ કરી ) તો વાગવા ( તેના પરીણામ ) માંથી ઉગાર્યો.

૨ હું જાળમાં સપડાયો, કે તું તે જાળ કાપવા સારૂ ઉંદર થયો. મને કોઈ મેલી ચીજની ઝપટ લાગી, તો તેની અસર દુર કરવા તું ભુવો બન્યો. કોઈ વાર તેં દુશ્મનનું કામ કર્યું, તો કોઈ વાર દોસ્તનું કર્યું, પણ તે બધું તેં મારા સારાને માટે કર્યું.

૩ તેં પ્રીત કરીને નીભાવી. મારી કસુર મનમાં ન લીધી. આ દરદીના કાળજામાં તારી દયા અને પોતાની શરમ, ઉંડાં ભરેલાં છે.



## १३
## राह–झींझोटी जिल्लो.

कैदीको कैदखाने जा, कौन छोडावे
बेडी पडी पैरों जीसे जा, कौन तोडावे. कैदी०

१ गुन्हेगार गुन्हेगारी की, तस्वीर हो खडा
बदसुर्तीकी शीकल नमुन, बदसुर्त बन रहा. कैदी०

२ आलममें जो तनहा हुआ, मौताज और ताराज
मानो जमी जाती तले, आता सीरे आस्मान्. कैदी०

३ ईस वख्त तेरी दो हाथ जोड, व कर रहा पुकार
मेरी खता को माफ कर, तुं पे परवरदिगार. कैदी०

४ दिलमें न ला तकसीर मेरी, तकसीरसे मैं भरा
दिलमें तुं ला यह अर्ज मेरी, अर्ज सोचका झरा. कैदी०

५ सुनके आवाज करता व कुच, जहां कैदी रो रहा
"आया हुं मैं घभरातुं मत," कह हाथ सीर धरा. कैदी०

६ बेडी तुटी कैदी मीटा, नहिं तुरंग नहिं त[illegible]लार
होके फिरस्ता संग गया, [illegible] शाह अमीर. कैदी०

७ [illegible] जो करले याद उसे, भर [illegible] नीर
दरदी दरद जाता रहे, है दवां अ[illegible]लार. कैदी०



## ૧૩

## હું—કેદી.

આ ( મનુષ્ય ) કેદીને ( સંસાર રૂપી ) કેદખાનામાં જઈ કોણ છોડાવે? અને તેના પગમાં ( જગતની જંજાળ રૂપી ) પડેલી બેડી કોણ તોડાવે?

૧ ગુન્હેગાર કેદી પોતાના ( કરેલા કર્મરૂપી ) ગુન્હાની છબી બની ઉભો છે. તેની શીકલ બગડી જઈ તે બદશીકલનો નમુનો થઈ રહ્યો છે.

૨ દુનીયામાં તે એકાવો ગરીબ અને હાલહેવાલ થયો છે. તેને લાગે છે કે મારા પગતળેની જમીન નીચે ઉતરતી જાય છે અને મારા માથા પર આકાશ ધસી આવે છે.

૩ આવે સમયે તે કેદી પોતાના બે હાથ જોડી તારો પોકાર કરી રહ્યો છે અને કહે છે કે ઓ ગરીબના બેલી! મારી ભુલો તું માફ કર.

૪ વળી કહે છે કે તું મારી ભુલો મનમાં ન લઈશ. હું તો ભુલથી ભરેલો છું. પણ મારી આ અરજ તું સાંભળ કે જે અરજ આ ભુલોની દીલગીરીનો ઝરો છે.

૫ કેદીનો આ પોકાર સાંભળી જ્યાં કેદી રોઈ રહ્યો હતો ત્યાં પ્રભુએ ચાલવા માંડયું અને ત્યાં જઈ કહ્યું કે "હું આવ્યો છું તું ગભરાઈશ નહિં" એમ કહી તેને માથે હાથ મુકયો.

૬ (હાથ મુકતાંની સાથે) કેદીના પગની બેડી તુટી ને કેદી મટયો. ન રહ્યું કેદખાનું કે ન રહી ભુલો. દેવ બની પ્રભુ સાથે સ્વર્ગ તરફ તેણે પ્રયાણ કર્યું.

૭ આંખોમાં આંસુ લાવી દીલથી જે તેને સંભારે છે તેનું દુઃખ, એો દરદી, જતું રહે છે. દુઃખની આ રામબાણ દવા છે.

---

## १४

## राह–धनाश्री त्रेताल.

नाथ मोहे क्योंगे कैसे उगार. नाथ०

१ नीशा बाज मैं जगत नीशामें
भूली गयो कीरतार. नाथ०

२ भक्ति भेख भेघो नहिं भीतर
पत्थर पानी प्रमान. नाथ०

३ दास दरदी की येही कमाई
बैठयो दोउ कर झाड. नाथ०



## ૧૪

## હું—પતીત.

હે નાથ ? મને શી રીતે ઉગારી લેશો ?

૧ હું જગતના નીશાવાળો નીશાના ઘેનમાં કીરતારને ભુલી ગયો છું.

૨ ભક્તિના ભેખથી મારૂં હૃદય ભેદાયું નથી. પત્થર પર પાણી પડયા જેવું થયું છે.

૩ આ ભક્તિના ભેખ શીવાય દરદી દાસની આ દુનીયામાં બીજી કોઈ કમાઈ નથી. હવે તો તે બન્ને હાથ ખંખેરી બેઠો છે.

---

१८

## राह—झींझोटी—जिल्लो कवाली ताल.

तुं गउआ मेरी
  मैं बछीया तोरी सही. तुं गउआ०

१ ले आंचल मुख शिर उर मारुं
धावत धावत दांत लगाउं
दूध देवत बंध ना पडी. तुं गउआ०

२ चर चारा घर आवत धाई
चाटन लागत नख शीख तांई
बिन देखे कल ना पडी. तुं गउआ०

३ यही बीधी लालन पालन कीन्हो
दास दोष जरी मन ना लीन्हो
तुं दरदीकी गउआ खरी. तुं गउआ०



૧૫

## તું—મારી ગાય.

હે પ્રભુ, તું મારી ગાય છે અને હું તારી વાછડી છું.

૧ તારાં આંચળ મોંમાં લઇ હું તારા થાનમાં માથું મારૂં છું, ધાવતાં ધાવતાં તારા આંચળમાં દાંત પણ બેસાડું છું, પણ તું દુધ આપતી બંધ ન થઇ.

૨ ચારો ચરીને તું દોડતી દોડતી ઘેર આવે છે. ઘેર આવી તું મને નખથી તે શીખા સુધી ચાટવા મંડી પડે છે. જાણે મને જોયા વગર તને કળ ન પડી.

૩ હે પ્રભુ, આવી રીતે તેં મને લાડ લડાવ્યાં ને પોષ્યો છે. હું દાસનો વાંક જરી પણ મનમાં તેં લીધો નથી. ખરેખર, તું દરદીની ગાય ( માતા ) છે.



१६

## राह–गजल काफी.

( सुनो हो यार परदेशी )

अजब कोई छांट लगी मेरी
कीरच बीलीयान हीरेकी
झवेरी है कोई इलमी
सफा करदे व थी जैसी. अजब०
१ लगी बिच माल मोतीकी
रखीथी बक्स चांदीकी
मढी मखमल बीछी मलमल
सजाई ऐन सफाईकी. अजब०
२ गिना मैं मोती जो असली
हकीकत में व था नकली
छुटी जब आब पडा पीला
लगादी छांट मेरा हीरा. अजब०
३ रहा पानी रही झलकां
तबी हुई मोलमें हलकी
खरीदे कौन बिना तुं नाथ
कीरच दरदी करे बेदाग. अजब०



૧૬

## તેને અરજ—હીરાની એબ કાઢવા સારૂ.

હે નાથ ! મારી ( શુદ્ધ ચૈતન્ય રૂપી ) બીલીયાન હીરાની કરચને ( માયા રૂપી આવર્ણનો ) અજબ ડાઘ લાગી ગયો છે. કોઇ ઇલ્મી ઝવેરી ( ગુરૂ ) એવો છે? કે જે તે કરચને હતી તેવી ( શુદ્ધ ) કરી આપે ?

૧ એ મારી હીરાની કરચ (મોહ રૂપી) મોતીની માળાની વચમાં લાગેલી હતી અને એ માળા (દેહરૂપી) ચાંદીની પેટીમાં રાખી હતી તે પેટીમાં (જ્ઞાન રૂપી) મખમલ મઢી હતી અને તેના પર (વિવેક રૂપી) મલમલ પાથરી હતી. આ બધાં સાધનો, એ (કરચ) ને સાફ રાખવા સારૂ હતાં.

૨ જે (મોહ રૂપી) માળાના મોતીને મેં ખરાં માન્યાં હતાં તે ખરૂં જોતાં ખોટાં મોતી હતાં. તેથી જ્યારે તે મોતીએ આબ મુકી (એટલે તેમાંથી પાણી છુટયું) ને તે પીળાં પડયાં (મોહ-માંથી મધ લાળ નીકળી ને તેનું રૂપ ફર્યું) ત્યારે તેણે મારી (ચૈતન્ય રૂપી) કરચને (માયા રૂપી) ડાઘ લગાડી દીધો.

૩ મારી (ચૈતન્ય રૂપી) કરચનું પાણી તથા તેજ તો રહ્યાં, પણ તેની કીંમત ઘટી. હે નાથ ? હવે તારા વિના દરદીની એ કરચને કોણ ખરીદ કરે અને તેનો ડાઘ કોણ ધોઈ નાખે ?



१७

## राह–जंगलो ठुमरी.

गुरु बन मोहे दीक्षा दीजे
निज दास शिष्य कर लीजे. गुरु०

१ मोत नगारा बाजत शिर पर
तन मन ओर रह्यो नहिं तनीभर
झट तारक मन्त्र दे दीजे. गुरु०

२ ग्रंथी मन संदेह न छूटत
मोह जाल ममता नहिं तुटत
क्षण नेत्र दिव्य कर दीजे. गुरु०

३ भज गुरु के गुरु देह धरी के
लागत ओर सब मन मोहे फिके
दरदी दिल ज्ञान भर दीजे. गुरु०

१७

## તેને અરજ—ગુરૂ બની દીક્ષા આપવા સારૂ.

હે પ્રભુ, તું પોતે ગુરૂ થઈ મને દીક્ષા આપ. તારા પોતાના દાસને તારો શિષ્ય કરી સ્થાપ.

૧ મારા માથા પર મોતનાં નગારાં વાગે છે, તનમાં અને મનમાં જરા પણ જોર રહ્યું નથી, જલ્દી મને તારક મંત્ર આપ.

૨ મારા મનમાં સંદેહ રૂપી ગાંઠ છે, તે છુટતી નથી. મોહ મમતા રૂપી જાળ છે, તે તુટતી નથી. એક ક્ષણભર મારાં ચક્ષુ તું દીવ્ય કરી દે.

૩ મેં દેહ ધરી ત્યારથી ગુરૂના ગુરૂ ને ( એટલે તને ) ભજ્યો છે. બીજા બધા મને મનમાં ફીકા લાગે છે. દરદીના દીલમાં (તું) ગ્નાન ભરી દે.

१८

## राह—जोगी.

( नर नाथ जलदी जैने )

बढी आव माला , मोरो
दे नेक हाथ मोहे तोरो. बढी०

१ सूझत नहिं मोहे एकहु दीसमें
घोर भयो अंधेरो
बिकट चढन रह्यो चढना
ल टत पैर हमेरो. बढी०

२ पीछे रह रक्षा तैं कीन्हो
कठीन पंथ कटायो
अब रह गई है आखीर मंजील
कहां लगी रहहु तुं न्यारो. बढी०

३ भक्त भीड देखी उर अंतर
प्रगट भयो प्रभु प्यारो
दास दरदी को कर ग्रही लीन्हो
भव चढन भय टार्यो. बढी०



## ૧૮

## તેને અરજ—જરા હાથનો ટેકો આપવા સારૂ.

એક મુસાફરનું પોતાના (અદશ્ય) ભોમીયા પ્રત્યે બોલવું.

હે મારા માલીક! તું આગળ વધી આવ, મને જરા તારો હાથ આપ (હાથ પકડવા દે).

૧ મને એક્કે દીશામાં સુઝતું નથી. [ચારે તરફ] અંધારૂં ઘોર થઈ ગયું છે. ચઢવાનો વિકટ ચઢાવ બાકી રહ્યો છે. મારો પગ ચઢતાં લપસે છે.

૨ તેં હમેશાં પાછળ રહી મને સાચવ્યો છે. અને આ દુનીઆનો કઠણ રસ્તો કપાવ્યો છે. હવે આખર મજલ રહી છે. તું મારાથી ક્યાં સુધી આઘો રહીશ ?

૩ ભક્તની આંતરડી દુઃખાતી જોઈ પ્યારો પ્રભુ પ્રગટ થયો, દાસ દરદીનો હાથ પકડી લીધો, અને આ ભવ ચઢવાનો ભય ટાળ્યો.





कांवरी काहेदे? मोहे आंखन दे बबुआ!

१९

## राह—झींझोटी अर्ध त्रेताल.

कींवाडी काहे दे
मोहे झांखन दे बबुआ. कींवा०
१ मांगन मैं भीतर नहिं पेओ
देवन की ठठ बीच गुंसैओ
करी दरस द्वारसें जैओ. कींवाडी०
२ आज कहांसें तुं इहं ठाडो
आवत रोज हम हो नहिं आडो
बडो नटखट दीखत गांडो. कींवाडी०
३ हस मुखसे तब बोले मोरारी
जात भांत गई आये दुवारी
चल भीत्तर मैं गीरधारी. कींवाडी०



૧૯

## તેને અરજ—તેની ઝાંખી સારૂ.

એક માંગણ સ્ત્રીની પ્રભુના દર્શનની ઝાંખી સારૂ યાચના.

અરે, તું બારણું શા માટે દે છે? ઓ બાલુડા, મને માંહે ઝાંખવા દે.

૧ હું જાણું છું કે, હું માંગનારી છું. હું માંહે નહિં આવું. જ્યાં દેવોની ઠઠ્ઠ જામી છે અને વચમાં ગોસાંઇઓ બેઠો છે, ત્યાં હું નહિં આવું. હું તો ફક્ત બારણામાંથી પ્રભુનાં દર્શન કરી જતી રહીશ.

૨ અરે, આજ તું અહીં ક્યાંથી ઉભો છે? હું તો રોજ આવું છું. ચાલ, હઠ ન કર. તું તો બડો નટખટ અને ગાંડો દેખાય છે.

૩ આ સાંભળીને મોરારી હસીને બોલ્યા. જે આ દરવાજે આવે છે તેની જાત ભાત જતી રહે છે. તું અંદર ચાલ. હું પોતે ગીરધારી છું.



२०

## राह–दादरो–झींझोटी.

खडा हुं बडी देरसें मैं
दरवज्जे पें इहां,
कोई मालीक को जा कहे
एक मुसाफर वहां. खडाहुं०

१ क्या नाम मैं कहुं अजी
नहिं जान पहेले की,
बिन जाने नामसें क्या नफा
मशहुरी भी नहिं. खडाहुं०

२ कहे दो सिर्फ कोई है दर्दी
न मालुम कहांका,
त ।रीफ हजुर भर आंखोसें
चाहता व देखना. खडाहुं०

३ रहमी कभी दील लाके हुकुम
मीलने का कीया,
ऐसान न भूलुं मैं कधी
दरवान तुमेरा. खडाहुं०

४ मैं हुं कभी अनजान साहेबका
मत तुं दिलमें घबरा
साहेब नहिं अनजान कीसीका
दिल दे रहा जवाब. खडाहुं०

૯ लाया मुझे यहां तक वही
[illegible]लाकातभी [illegible]गा
हजुर कदमो [illegible] मुझे
खबरभी लेयगा. खडाहुं०



## ૨૦

## તેને અરજ—તેની મુલાકાત સારૂ.

હું ઘણી વારથી દરવાજા પર ઉભો છું. અરે કોઈ માલીક (ઇશ્વર) ને જઈ કહેશે કે બહાર એક મુસાફર આવ્યો છે ?

૧ અરે ભાઇ, મારૂં નામ હું શું આપું ? મારે પહેલાંની ઓળખાણ નથી. જાણ્યા વિનાનું નામ આપવાથી શો ફાયદો ? મારી એટલી ખ્યાતી પણ નથી કે ફક્ત નામથી મને ઓળખે.

૨ માત્ર એટલુંજ કહો કે કોઇ દરદી આવ્યો છે. કયાંનો તે ખબર નથી. આંખો ભરીને તે ફક્ત માલીકના દર્શન કરવા ચાહે છે.

૩ કદાચ મનમાં દયા લાવી એ મળવાનો હુકમ કરશે, તો હે દરવાન ! હું તારો ઉપકાર કદી નહિં ભુલું.

૪ કદાચ હું માલીકને જાણતો નથી; પણ તું ગભરાઇશ નહિં. માલીક સૌને જાણે છે. મારૂં મન એમ સાક્ષી પુરે છે.

૫ જે મને અહીંઆં સુધી લાવ્યો છે તે મને મળશે પણ ખરો. પોતાના પગ પાસે બોલાવી મારી ખબર પણ પુછશે.

## २१

### राह–झींझोटी जिल्ला क ाला ताल.

ऐ महोबत तोरी दुनीया करुं कुरबान
लहेझत थोडी लेके रहुं गुलतान
फीर होके फीरुं मैं मस्तान. ऐ०

१ प्यास छीपे नहिं बिन जल पिने
नैन रहे नहिं बिन ज्यौं चिह्ने
प्रेम न प्रेमी किह्ने. ऐ०

२ मीली पारस मीटी भूख सब धनकी
अमृत पान मीटी व्याधि तनकी
तुज प्रित पीड सब जगकी. ऐ०

३ चातक जीय मैं तलस गुमायो
स्वातिबुंद अभी तक नहिं पायो
अब प्रान नीकसने आयो. ऐ०



## २१

### तेने अरज—तेनी मोहब्बत सारु.

ओ प्रभु! तारी मोहब्बत बनी आवे तो आ दुनीया हुं तेना पर वारी नाखुं.

१ तेनी थोडी पण लहेजत मळे तो ते लई हुं तेमां गुलतान रहुं अने पछी मस्त थई फर्या करुं.

२ जेम तरस पाणी पीधा विना छीपती नथी, अने आंखो सामाने ओळख्या विना रहेती नथी, तेम प्रेम प्रेमी कर्या विना रहेतो नथी.

૩ મેં ચાતક પક્ષીની માફક (તેને મળવા) તલસી તલસીને મારી જીંદગી કાઢી છે. સ્વાતી નક્ષત્રના પાણીનું ટીપું (તેનું મીલન) હજુ સુધી પ્રાપ્ત થયું નથી. હવે આયુષ્ય પુરૂં થવા આવ્યું છે.

---

૨૨

## राह—गजल झींझोटी.

સગું છે જગતમાં સંધુ,
નથી વિણ તૂજ કોઇ સાચું,
થયું કાચું જો સગપણ તૂજ
સહુ કાચું સહુ કાચું— સગું છે.
૧ નથી કોઇ જગતમાં સ્નેહી,
વિના સ્વારથ વિના સ્વારથ;
ગયો સ્વારથ ગયો સ્નેહી,
રહ્યો તું એક પરમારથ— સગું છે.
૨ અરે કોઇ પ્રેમનો દરદી,
હજુ કયાંએ મને મળશે;
જે પાઇ પ્રેમ પાણી શુદ્ધ,
તૃષાનો શોષ ઓલવશે— સગું છે.
૩ નથી મુજ ગુણ એવા કે,
દીએ કોઇ પ્રેમ કેરૂં દાન;
છતાં છું પ્રેમ ઘેલો હું,
ગણો ગુણવાન કે નાદાન— સગું છે.
૪ પ્રભુ તું પ્રેમનો ભોગી,
મને કર પ્રેમ જોગી ના;
રહ્યો તુજ આશ તનહા એક,
મને કરજે નીરાશી ના— સગું છે.

## ૨૨
## તેને અરજ—તેના પ્રેમ સારૂ.

જગતમાં બધું સગું છે ખરૂં, પણ તારા વિના કોઇ સાચું નથી. જો તારૂં સગપણ કાચું થયું તો બધું કાચું થયું સમજવું.

૧ જગતમાં સ્વારથ વિના કોઈ સ્નેહી નથી, સ્વારથ થઈ રહ્યો એટલે સ્નેહી પણ પતી રહ્યો. માત્ર તારો સ્નેહ પરમાર્થી હોવાથી તે ટકી રહે છે.

૨ અરે કોઈ પ્રેમનો દરદી મને હજુ પણ ક્યાંએ મળશે કે જે મને પ્રેમનું શુદ્ધ પાણી પાઇ મારી તૃષાનો શોષ ઓલવે ?

૩ મારામાં એવા ગુણ નથી કે જેથી મને કોઇ પ્રેમનું દાન આપે; તથાપી હું પ્રેમઘેલો તો છું, પછી ગમેતો મને ગુણવાળો ગણો કે વગર ગુણવાળો ગણો.

૪ ઓ પ્રભુ! તું પ્રેમનો ભોગી છું. મને તું પ્રેમનો જોગી ન કરીશ. હું તારા એકલાની આશાએ રહ્યો છું. તું મને નિરાશી ન કરીશ.



## ૨૩
## राह—ंगलो—ठुमरी.

દાવો દિલકર ગજગામી,
હું માગું છું શીર નામી— દીવો૦

૧ તુજ દીપક વિણ દિલ અંધારૂં,
બુદ્ધિથી નવ થાયે ન્યારૂં;
બની પ્રેરક ટાળ તું સ્વામી— દીવો૦

૨ માન્યું મન દેખ્યું નવ થાયે,
વિણ દેખે મન નવ વિંધાયે;
દે દર્શન જ્યોત દિલ નામી— દીવો૦

૩ અગમ્ય વસ્તુ નહિં ગમ્ય આ દેહે,
સહજ સરલ જે પદ તુજ સેવે;
કર સુલ્લભ અંતરયામી— દીવો૦



## ૨૩

## તેને અરજ—દીલમાં દીવો કરવા સારૂ.

હે પ્રભુ ! મારા દીલમાં (જ્ઞાનનો) દીવો કર. હું તારી પાસે મારૂં માથું નમાવી એટલું માગું છું.

૧ તારા દીવા વિના મારા દીલમાં અજ્ઞાનનું અંધારૂં છે અને તે બુદ્ધીથી દુર થઈ શકતું નથી. હે સ્વામીન્! તું બુદ્ધીનો પ્રેરનારો થા ને તે અંધારાને દુર કર.

૨ મનથી માની લીધેલી ચીજનો દેખ્યા સમાન સંતોષ થતો નથી. દેખ્યા વિના મન વીંધાતું (તારામાં ચોટતું) નથી. હે નાથ! મારા હૃદયમાં તારી શુદ્ધ જ્યોતિનાં દર્શન આપ.

૩ ન જાણી શકાય તેવી વસ્તુ આ દેહથી જાણી શકાતી નથી. જે તારાં ચરણ શેવે છે તેને તે જાણવી સહેલ થઈ પડે છે. હે અંતરજામી! તે જાણવું મને તું સુલભ કર.



## ૨૪

## राग—जोगी.

( नर नाथ जलदी जईने )

હીસાબ કરી ફરી દેજે,
દામ વ્યાજ શીખે ગણી લેજે—હીસાબ૦

૧ મેં આપ્યું મન એકજ તુજને,
તેં આપ્યું કઇ જનને;
તોયે તને મેં માન્યો મારો,
તેં નવ માન્યો તારો— હીસાબ૦

૨ મેં ખાતુ રાખ્યું તુજ સાથે,
સદ્ધર જાણી આસામી,
હુંડી કઇ વખતે ન સીકારી,
શું પતીજ નાવી તને મારી— હીસાબ૦

૩ રોઇ રોઈ મેં કાઢયા દિવસો,
દર્શન તેં નવ દીધાં;
આંસુની કીંમત નવ મુકી,
જમે ઉધાર કરી લીધાં— હીસાબ૦

૪ કહે છે તું કોઈનું નવ રાખે,
દશગણું કરી આપે;
શું ખોટ આવી ગઈ તારે ખજાને,
વાંકુ બોલી કાં કાપે— હીસાબ૦



## ૨૪

## તેને અરજ—હીસાબ કરવા સારૂ.

ઓ પ્રભુ ! પહેલાં મારો હિસાબ કરજે ને પછી મને આપજે, તારી રકમ વ્યાજ સાથે ચુકવી લેજે.

૧ મેં તો તને એકલાનેજ મારૂં મન આપ્યું, પણ તેં તારૂં મંન ઘણાને આપ્યું. છતાં મેં તને મારો માન્યો; પણ તેં મને તારો ન માન્યો.

૨ મેં તને સદ્ધર આસામી સમજી તારી સાથે ખાતું રાખ્યું. પણ તેં મારી હુંડી કઈક વખત શીકારી નહિં. શું તને મારી પતીજ ન આવી ?

૩ મેં રોઇ રોઇને દહાડા કાઢયા પણ તેં દર્શન ન દીધાં. તેં મારાં આંસુની કીંમત હીસાબમાં ન મુકી. આંસુને તો જમે ઉધાર કરી તેં ઉડાવી નાખ્યાં.

૪ બધા એમ કહે છે કે તું કોઈનું રાખતો નથી. ઉલટું તેનું દસ ગણું કરી પાછું આપે છે. શું મારે માટે તારે ખજાને ખોટ આવી ગઈ ? અરે વાંકુ બોલીને તું હીસાબમાં રકમો શા માટે કાપી નાંખે છે.



૨૯

## राह—काफी—जोगी.

बांहे ग्रहे रहेना
जिन छांड जब सब मोहे छांडत. बांहे०

१ तेरो कहायो न दुजो चहाउं
बीरद लहो अपना. बांहे०

२ दुनीया दोरंगी सुखका संगी
स्नेही सबी सपना. बांहे०

३ बहोत गई अब रह गई थोडी
दे मत जग हसना. बांहे०



૨૫

## તેને અરજ—બાંહ્ય પકડી રાખવા સારૂ.

ઓ પ્રભુ! મારો હાથ પકડી રાખજે. જ્યારે બધાં મને છોડે છે ત્યારે તું ન છોડીશ.

૧ હું તારો કહેવાયો છું; તેમ બીજાને હું ચાહતો પણ નથી. તારૂં પોતાનું બીરદ તું ધ્યાનમાં લેજે.

૨ દુનીઆ દોરંગી છે. માત્ર તે સુખની સંગી છે, અને બધાં સ્નેહી સ્વપ્ના જેવાં છે.

૩ મારી જીંદગીનો ઘણો વખત તો વીતી ગયો છે. માત્ર થોડો રહી ગયો છે. હવે તું મને છોડી જગતને હસવાનું કારણ ન આપીશ.

२६

## राह–पीलु–जिल्लो–गजल.

निभाया जो मुझे अब तक
है लाजिम निभाना और
जरा कुछ वख्त ईह खलकत
बदल बनना वहांके तोर. निभाया०

१ बदनका डर मुझे भारी
गीरा देगा बिना यारी
रहा कर कुच तैयारी
नहिं असबाब नहिं स्वारी. निभाया०

२ रहा ईस जहान मैं बन ठन के
चहाता आन मैं ठमके सें
गिरद यहांकी गीरा देके
चमक वहांकी चढा लेके. निभाया०

३ तबी जो मर्जी यह तेरी
सफर करना तो क्या देरी
उजर नहिं है जरी मेरी
मेरा तुं शाह मैं चेरी. निभाया०

## ૨૬

## તેને અરજ—જરા વધારે નીભાવવા સારૂ.

હે નાથ ! જો તેં મને આ દુનીઆમાં અત્યાર સુધી (આટલો બધો વખત) નીભાવ્યો છે, તો હવે કંઇક થોડો વધારે વખત નીભાવી લેવો તને ઘટે છે. કારણ તે વખતમાં મારે અહીં (આ દુનીયા) ના બદલાઈ ત્યાં (તે દુનીયા) ના થવું છે. (જે આજ સુધી મારી રહેણી દુનીયા પ્રત્યે હતી તે તારા પ્રત્યે કરવી છે.)

૧ પણ એમ કરવામાં મને મારા શરીરની બીક ઘણી લાગે છે. હું તો તારે ત્યાં આવવાની મુસાફરીની તૈયારી કરી રહ્યો છું, અને તેમાં હજી સામાન કે સ્વારીનું ઠેકાણું નથી. પણ તેની દરકાર ન રાખતાં મારૂં શરીર એક ઘડીમાં દોસ્તી છોડી મને ઢાળી પાડશે (મરણને શરણ કરી દેશે).

૨ હું આ સંસારમાં બની ઠનીને રહ્યો છું અને તારી પાસે ઠમકા સાથે આવવા ચાહું છું. એમ કરવામાં આ દુનીયાની વળગેલી ધુળને ખંખેરી નાખી તારે ત્યાંની ચમકને ચઢાવી લેવા ચાહું છું.

૩ આ બધું છતાં જો તારી મરજી એવી હશે, કે જો મુસાફરી કરવીજ છે, તો વાર શું કરવા કરવી ? તો હે પ્રભુ, એ વાતમાં મારી જરાએ આનાકાની નથી. તું મારો રાજા છે ને હું તારો ગુલામ છું.



२७

## राह—खमाची जिल्लो.

खेवैया मोरा कबहु पार लगैबु
भल किन्ह कोल सब खैलु. खेया०

१ नैया पुरानी नदी है गहरी
मत हम बीच पटकबु. खेया०

२ मैं जानु तुम, नाव न जानु
डुबत फेंट पकडबु. खेया०

३ तन डोंगी मन बैठन वारो
श्याम खेवैयो भैलु. खेया०



૨૭

## તેને અરજ—પાર ઉતારવા સારૂ.

અરે મારી હોડીના હાંકનાર! તું મને ક્યારે પેલે પાર પહોંચાડી દઇશ? તેં કર્યું તો બહુ સારૂં! મને પાર ઉતારવા જે કોલ તેં આપ્યો હતો તે બધો તેં ધોળી પીધો.

૧ આ મારી હોડી જુની છે અને નદી ઉંડી છે. જોજે તું મને અધવચ ન ફેંકી દેતો.

૨ હું તો તને ઓળખું છું, હોડીને ઓળખતો નથી. જો મને ડુબાડીશ તો ડુબતાં તારી ફેંટ પકડીશ.

૩ આ શરીર હોડી છે. મન (જીવ) તેમાં બેસનારો છે. અને ઇશ્વર હોડીનો હાંકનારો (થયો) છે.



## २८

### राह—[illegible] ताल.

बेगी आओ
नहिं निकसत जीय हमार. बेगी०

१ खोल दीयो मन, तम दरवाजो
बिच ठाडो मोह धुतार. बेगी०

२ मैं का करुं ईह माया तोरी
मो सों तोडी न जाय. बेगी०

३ कंठ रुंधन की अरज प्रभु सुनीओ
बंध तोडी ले जाओ. बेगी०



## ૨૮

### તેને અરજ—જલદી આવવા સારૂ.

હે ભક્ત વત્સલ ! તું જલ્દી આવ. મારો જીવ કેમે કર્યો નીકળતો નથી. માટે તું જલ્દી આવ.

૧ જીવને નીકળી જવા સારૂ મનને કાંઇ વાંધો રહ્યો નથી. અને તેથી તેણે દેહ રૂપી દરવાજો ખોલી દીધો છે. પણ વચમાં મોહ રૂપી ધુતારો ઉભો છે, તેથી જીવ નીકળી શકતો નથી.

૨ એમાં હું શું કરૂં ? એ બધી તારી માયા છે, ને તે મારાથી તુટે તેમ નથી.

૩ હે પ્રભુ ! આ મારા કંઠના રૂંધણ વખતની ( અંતની ) અરજ સાંભળી આ દુનીયાના મારા બંધ તોડી મને લઇ જા.

२९

## राह–असावरी।

(नीरधन को धन श्याम)

कल ना पडत दिन रैन, हमे अब,
कल ना पडत दिन रैन;
आय घडी लागी जिय जाके,
वो जिय कहांसे चैन. हमे०
१ खावत पीवत सोवत जागत
सोच, नहिं नींद नैन. हमे०
२ जग बिछुडेका नहिं चिंता मन
चिंता प्रभुपद लेन. हमे०
३ लाज हरि मोरी हाथ तीहारे
दास दरदी की बेन. हमे०



૨૯

## તેને અરજ—લાજ રાખવા સારૂ.

હે પ્રભુ! હવે તો મને રાત દીવસ ચેન પડતું નથી. જે જીવને પોતાની છેલ્લી ઘડી આવી પહોંચી હોય તે જીવને નીરાંત ક્યાંથી હોય?

૧ ખાતે, પીતે, સુતે, જાગતે, મને ચીંતા થયાં કરે છે. આંખમાં નીંદ્રા આવતી નથી.

૨ મને મનમાં દુનીયાને છોડવાની ફીકર થતી નથી. પણ જે ફીકર થાય છે તે તારૂં પદ મેળવવાની થાય છે.

૩ હે પ્રભુ! મારી લાજ તારા હાથમાં છે. દાસ દરદીનું હવે એજ કહેવું છે.



३०

## राह—भोपाली—कल्याण त्रिताल.

राम सीता राम
भजले तुं राम सीता राम. भजले०
१ आप भज्यो तुं अब लग नीको
स्वारथ बिन कर सब हु फीको
जप्यो मारण मन्त्र ईह जीको. भजले०
२ जग जस दौलत माल ईहांको
संग चलनमें कोउ नहिं वांको
पड्यो कुप बनाई पाको. भजले०
३ ओलख कर मन जहाँ जानेको
सुमरन करले जेही पानेको
लेई नंद नाम नामीको. भजले०



૩૦

## તેનું ભજન—રામ સીતા રામ.

હે ભાઇ! તું રામ સીતા રામને ભજી લે.

૧ આજ સુધી તેં પોતાની જાતને ભજી છે. અને સ્વાર્થ વિનાની બધી ચીજને ફીકી ગણી છે. અને એમ કરવાથી તેં તારા જીવનો મારણ મંત્ર જપ્યો છે.

૨ જગતમાં જે જસ અને દોલત તેં તારાં માન્યાં છે, તે તો બધી અહીંની વસ્તુ છે. તેમાંની કોઈ તારી સાથે ત્યાં ચાલે તેમ નથી. દુનીઆમાં પાકો કુવો બાંધી તું અંદર પડયો છે.

૩ અરે મન! જ્યાં તારે જવું છે ત્યાંની ઓળખાણ કરી લે. જેને પ્રાપ્ત કરવું છે તેનું સ્મરણ કરી લે. હે નંદ! પ્રભુનું નામ લઇ લે.



## ३१

## "साह—आसा[illegible]ी."

पकड कर छोडत नहिं यह विशेष;
प्रभु बिना देख्यो न गुण कहीं लेश. पकड०

१ जुगल जोड जग प्रीतम प्रमदा
बा[illegible]त छांडत हेत. पकड०

२ सगां सबंधी आ[illegible], माशूक
यारी नाम कुल भेख. पकड०

३ दास दरदी की माया ममता
किनी [illegible] भेट. पकड०



## ૩૧

## તે હાથ પકડી—છોડતો નથી.

પ્રભુ પોતે હાથ પકડયા પછી છોડતો નથી એ તેનો વિશેષ ગુણ, તેના શીવાય બીજામાં જરી પણ જોયો નહિં.

૧ જગતમાં સ્ત્રી પુરૂષનું જુગલ જોડું છે. તેમાં પણ જુદારો થાય છે ને પ્રીત તુટે છે.

૨ સગાં સંબંધી આશક અને માશૂક, એ તમામમાં જે સ્નેહ છે તે માત્ર વેશ છે.

૩ (આમ હોવાથી) દાસ દરદીએ પોતાની માયા અને મમતા પ્રભુને અર્પણ કરી દીધાં છે.



३२

## राह–झींझोटी गजल.

मेरो नाथ भावको भूखो
नहिं जेवत प्रेम बिन लुखो. मेरो०

१ तजी राज महल रसोई
धरी थाल भरी खुशबोई
हरी खावत कुरमुर भुको
गोपीयन घर पेंडो सुको. मेरो०

२ का करहु जाप जपाई
सिर तीलक छाप लगाई
जहां लगी नहिं मन भयो नीको
खट रस भोजन प्रभु फीको. मेरो०

३ चख चख जो बोर धरायो
सबरी, हस हस हरी खायो
दरदी यह दर्द घनेरो
प्रभु होत मेहमान न मेरो. मेरो०



૩૨

## તે ભાવનો ભુખ્યો છે.

મારો નાથ તો ભાવનો ભુખ્યો છે. પ્રેમ વિનાનું લુખું જમણુ તે જમતો નથી.

૧ રાજમહેલની રસોઇની મધમધતી ચીજોથી ભરેલી થાળી છોડીને એ પ્રભુ ગોપીયોને ઘેર ભમરાનો ભુકો અને સુકો પેંડો ખાય છે.

૨ ( અરે માનવી ! ) તું જપ જપીને શું કરીશ ? માથે તીલક છાપાં લગાડીને શું કરીશ ? જ્યાં લગી તારૂં મન ચોખ્ખું થયું નથી, ત્યાં સુધી પ્રભુને તારાં ખટરસ ભોજન પણ ફીકાં લાગશે.

૩ સબરીએ ચાખી ચાખીને જે બોર ધરાવ્યાં તે પ્રભુએ હસી હસીને ખાધાં. દરદીને એજ દુઃખ ઘણું છે કે પ્રભુ મારો મેહમાન થતો નથી.



## ३३

## राह—देश.

जो दिन जात बिना गुन गाये,
सो दिन जात विना उर अंतर
प्रेम सरितहु नहाये. जो०

१ बिछुड्यो जीय मनखा तन बुझत
पड्यो बियोग प्रभुसें
गान गाई गुन छीनभर लेवत
सुख संयोगको पाये. जो०

२ दरसन हरी नैननसें दुर्लभ
देत कृपा करी दिलमें
जा दिन कृपा हरि हर लीनी
दिल नहिं देत हु गाये. जो०

३ यद्यपि जग जीय तारन साधन
एक नहिं बहोतेरे
भजन भाव सम साधन दुजो
दरवी हाथ न आये. जो०



## ૩૩

## ભજન વિનાનો દિવસ.

જે દિવસ તેના (પ્રભુના) ગુણ ગાયા વિનાનો જાય છે, તે દિવસ જાણે અંતરમાં પ્રેમરૂપી નદીમાં નાહ્યા વિનાનો ગયો એમ લાગે છે.

૧ પ્રભુથી છુટો પડેલો જીવ આ મનુષ્ય દેહમાં આવીને જાણે છે કે મારે પ્રભુથી વિગોગ થયો છે, તેથી પ્રભુના ગુણનું ગાન કરીને તેથી થતું સંયોગનું સુખ તે ક્ષણભર અનુભવે છે.

૨ જે હરિનું દર્શન આપણી આંખોથી થવું દુર્લભ છે તે દર્શન હરિ પોતે કૃપા કરીને આપણા દીલમાં આપે છે. જે દિવસે પ્રભુ તે કૃપા કરતો નથી, તે દિવસે દીલ, તેના ગુણ ગાઈ શકતું નથી.

૩ જો કે જગતમાં જીવને તરવાના ઉપાય એક નથી પણ ઘણા છે, પણ દરદીને ભજનના ભાવ સમાન બીજો ઉપાય હાથ લાગ્યો નથી.



## ૩૪

## राह—माढ.

ભજનનો આધાર, ભાઈ મને, ભજનનો આધાર.
છે સાર માંહે સાર— ભાઈ મને૦

૧ નાવ સરોવર જલ તરવાને
પાંખો પવન મોઝાર,
કુપ નીર જેમ અગ્નિ જ્વાળા
ભવ ઉતરવા પાર— ભાઈ મને૦

૨ જ્ઞાનીને જેમ નિજ બળ જ્ઞાને
કર્મી કર્મ પ્રમાણ,
યોગીને વળી યોગ આસને
ભક્તિ ભાવ સજાવ— ભાઈ મને૦

૩ સ્વાતિ બુંદ જેમ ચાતક ચાહે
ચકોર ચન્દ્ર પ્રકાશ
ભ્રમર કમલની વાસ વીષે જેમ
દરદી હરી ગુણ ગાન— ભાઈ મને૦



## ૩૪

## ભજનનો આધાર.

હે ભાઇ ! મને ભજનનો આધાર છે–ભજનનો આધાર છે. સારમાં સાર વસ્તુ એજ છે.

૧ જેમ સરોવરનું જળ તરવાને નાવ છે, પવનમાં ઉડવાને જેમ પાંખ છે, અગ્નીની જ્વાળાને ઓલવવા જેમ કુવાનું પાણી છે, તેમ ભવજળની પાર ઉતરવાને ભજન છે.

૨ જેમ જ્ઞાનીને પોતાનું બળ જ્ઞાનમાં છે, કર્મીને કર્મમાં છે અને યોગીને યોગાસનમાં છે, તેમ ભક્તને હૃદયના ભાવમાં છે.

૩ જેમ ચાતક પક્ષી સ્વાતી નક્ષત્રના જળના ટીપાંને ચાહે છે, જેમ ચકોર પક્ષી ચંદ્રના પ્રકાશને ચાહે છે, જેમ ભમરો કમળની સુગંધને ચાહે છે, તેમ દરદી હરિના ગુણના ગાનને ચાહે છે.



३५

## राह—ला[illegible]णा.

जो सार सबन को सार
सुनाउं [illegible]जका,
हरि चरन शरन ले बैठ
फीकर दे उस[illegible]ा. जो०

१ ले फीकर फीरे कई लोक अधिपति बनके,
उनकी मीलती नहिं खाख गये सीलगके. जो०

२ शिर नीचे उंचे पैर तपे कई बनमें,
नहिं मालुम कहां गई काय पशु पक्षीनमें. जो०

३ जग बाजीगरका खेल खेलैआ मोरा,
मत नाहक बन तुं चोर नहिं कुछ तोरा. जो०

४ बन रहे मुसाफिर भाई है रैन बसेरा,
लेता रहे मालिक नाम जो साहिब तेरा. जो०

५ हय जाना छोड जरुर कमर कस रहना,
दरदी मत हिम्मत हार पडेसो सहना. जो०



૩૫

## ભજનનો—સાર.

હે ભાઈ! જે બધા ભજનનો સાર છે તે તને હું સંભળાવું છું. તે એ છે કે તું પ્રભુના ચરણનું શરણ લઈને બેસીજા. અને તારી બધી ફીકર તેને સોંપી દે.

૧ અરે ! કેટલા રાજા બની રાજ્યની ફીકર માથે લઇ ફર્યા, પણ અંતે તે બળી ભસ્મ થયા ને તેમની રાખ પણ શોધી મળતી નથી.

૨ કેટલાએ વનમાં માથું નીચે અને પગ ઉંચે રાખી તપશ્ચર્યા કરી, પણ ખબર નથી પડતી કે આખર પશુ પક્ષીનો કોળીઓ થતાં તેમની કાયા કયાં ગઇ.

૩ અરે ભાઈ! આ જગત તો જાદુગરનો ખેલ છે. અને તેમાં મારો નાથ ખેલનારો છે. તું તેમાં નકામો (માલીક થઇ) ચોર ન બનીશ. તેમાં તારી માલીકીનું કંઇ નથી.

૪ હે ભાઈ! તું જગતમાં મુસાફર બની રહેજે, જાણે એક રાતના વાસા જેવો તારો વાસો છે. માલીકનું નામ તું લીધાં કર, કે જે તારો ખરો સાહેબ છે.

૫ તારે આ દુનીયા છોડીને જરૂર જવું છે, માટે કમર બાંધી તૈયાર રહેજે. ઓ દરદી! તું હીંમત હારીશ નહિં. જે પડે તે સહી લેજે.



३६

## राह—झींझोटी जिल्लो कवाली ताल.

मैं बताउं मैं देखाउं [illegible]जको  
नट की न्यारी चाल  
मैं [illegible] मैं सुनाउं [illegible]जका  
ईश्क [illegible]वाका ख्याल. मैं०

१ नट रसी पर दोडे यौं त्यौं  
बांको टेढो होके ज्यौं त्यौं  
बचि [illegible] बडि हिकमत सों. मैं०

२ नट मन रसी मन पै नमं
नाचत कुदत मन सब जगमें
मनको मन सास अधरमें. मैं०

३ नंद नाम रट नट मन जांही
खेलत खावत ईह जग मांही
नहिं गिरनो भय ओहि भाई. मैं०



## ૩૬
## નટની—ચાલ.

હે ભાઈ! હું તને નટની ન્યારી ચાલ બતાવું છું, દેખાડું છું. હું તને ઇશ્વર સાથેનો ઇશક અને તેનો ખ્યાલ સંભળાવું છું, શીખવું છું.

૧ નટ દોરડા પર આમ તેમ દોડે છે, ગમે તેમ વાંકો ચુંકો થાય છે, પણ તજવીજથી પડવામાંથી બચે છે.

૨ તે પોતાનું મન દોરડામાં તેમજ પોતાના પગમાં રાખે છે, નાચતો જાય છે, કુદતો જાય છે, પણ મન બધે રાખે છે; અને જે મનનું મન છે તે અધર સ્વાસમાં રાખે છે.

૩ હે નંદ! નટની માફક આ જગતમાં ખાતાં અને ખેલતાં તું તારૂં મન પ્રભુના નામની રટણામાં રાખ. પછી તને આ ભવસાગરમાં ફરી પડવાનો ભય રહેશે નહિં.



## ३७

## राह—का[illegible]ीया.

जबसें जीय लाग्यो राम धनी
तबसें जग प्रीत रही न तनी. जबसें०

१ जैसे आंज गयो अंखीयन कोउ अंजन
धाक धतुरको कीयो भंजन
शिर उपर लटक रह्यो ज्यौं खंजन
ऐसी बावरीसी बेभान बनी. जबसें०

२ बैठी अकेली बात करुं मैं
मानो सुनन वालो निकट धनी
घडी रोउं हसुं घडी आप अपनसें
भासत एकमें दोउ छनी. जबसें०

३ खेली खेल मैं आंख मीचैआ
सपनमां जींदगी बीत गई
अब भोर उजेरो देख पडत है
दरदी दरद बिसरन की घडी. जबसें०



## ૩૭

## તેની—લગની.

જ્યારથી રામ ધણીમાં મારો જીવ લાગ્યો છે ત્યારથી મને જગતમાં જરી પણ પ્રીતી રહી નથી.

૧ જાણે આંખમાં કોઇ અંજન આંજી કામણ ન કરી ગયું હોય, જાણે ધાક ધતુરો મેં ખાધો ન હોય, જાણે મારા માથા ઉપર ખંજર લટકતું ન હોય, એમ મને લાગે છે. હું ગાંડા જેવી બેભાન બની ગઈ છું.

૨ હું એકલી બેઠી વાત કરૂં છું, જાણે સાંભળવા વાળો ધણી મારી પાસે ન હોય. હું પોતાની મેળે ઘડીમાં રોઉં છું ને ઘડીમાં હસું છું. માનો ક્ષણ ભર મને એકમાં બે નો ભાસ થાય છે.

૩ આ જગતમાં આંખ મીચામણાંની રમતની માફક મારી સ્વપ્ના જેવી જીંદગી વીતી ગઇ. હવે મળસકાનું અજવાળું દેખાવા માંડયું છે. જાણે દરદીને પોતાનું દરદ વીસરવાની ઘડી પાસે ન આવતી હોય!



३८

## राह—गजल झींझोटी.

पलक भरकी झलक तेरी
तलप मेरीको काफी है
न हो कोई रुप न हो कोई रंग
दरस दीदार काफी है. पलक०

१ लपट [illegible]लांके [illegible]श्बोकी
नजर प्रेमीके नैनोकी
लज्जत पेन मीठाईकी
मीली एक बेर काफी है. पलक०

२ जरीकी शाल जो चींथरे हाल
मलीदा माल नहिं घर थाल
गले बिच माल छुरी तन खाल
मीली एक बेर काफी है. पलक०

३ मीला तुं यौं मैं नहिं चीन्हा
सुपन में आ तैं चल दीना
तसल्ली दिल तभी दीना
यही दरदीको काफी है. पलक०



## ૩૮
## તેની ઝલકી.

ઓ પ્રભુ! મને એક પળભર પણ તારી ઝલક દેખાઇ આવે, તો તે મારા મનની તલપને બસ છે. ભલે તે તારા ગમે તે રૂપમાં કે ગમે તે રંગમાં હોય. મારે તો તારા મુખારવિંદનું દર્શન બસ છે.

૧ ફુલોની સુગંધીની લપટ, પ્રેમીના નેત્રોની નજર, ઉમદા મીઠાઇની લેહેજત, એ બધી ચીજ મનુષ્યને એકવાર મળે તો બસ છે.

૨ જેને પહેરવા ચીંથરાં નથી તેને ઓઢવા કસબી શાલ મળે, જેને જમવા ઘરમાં થાળી નથી તેને ખાવા મીષ્ટાન મળે, જેના શરીર ઉપરની ખાલ સુકાઇ ગઈ છે તેને ગળામાં પહેરવા માળા મળે, એ બધી ચીજ તેને એકવાર મળે તો બસ છે.

૩ ઓ પ્રભુ! તું મને આ પ્રમાણે એક વાર મળ્યો, પણ મેં તને ઓળખ્યો નહિં. સ્વપ્નામાં આવી તું ચાલતો થયો, પણ દીલને દીલાસો આપતો ગયો ખરો. અરે! દરદીને તો આટલુંએ બસ છે.



३९

## राह–पीलु जिल्लो–गजल.

जिसीमें तुम रहो राजी
उसीमें हम भी राजी हैं
जिसीमें तुम नहिं राजी
उसीमें हम न राजी हैं. जिसीमें०

१ पता व्हेता नदी के बीच
उसे क्या नाव उसे क्या कीच
जहां पानी लीये जाता
वहां जाना यही बाता. जिसीमें०

२ गुलामे हो उजर करना
शराबे पी फीकर करना
दीलोंको दे जीकर करना
नहिं करना नहिं करना. जिसीमें०

३ रहा जीना रहा मरना
रहा खाना रहा पीना
हुकुम तेरा मेरा बाना
फीकर मेरी तुझे काहना. जिसीमें०



૩૯

## જેમાં તું રાજી, તેમાં હું રાજી.

હે નાથ ? જેમાં તું રાજી રહે તેમાં હું રાજી છું, જેમાં તું રાજી ન રહે, તેમાં હું રાજી નથી.

૧ નદીની વચમાં જે પાંદડું વહેતું હોય તેનો નાવનો સ્પર્શ થયો.

કે કાદવનો સ્પર્શ થયો તેથી શું ? એને તો જ્યાં પાણીનું વહેણ લઇ જાય ત્યાં જવું એટલીજ વાત છે.

( પ્રભુનું શર્ણ લીધેલા જીવને, સંસારમાં વહેતાં, સુખ દુઃખથી ન લેપાતાં, પ્રભુની ઇચ્છા પ્રમાણે વહે જવું એજ કામ છે. )

૨ એકવાર ગુલામ થઈ ગયા પછી ના, હા, શી કરવી ? દારૂ પી લીધો પછી ચીંતા શી કરવી ? દીલ આપી દીધું પછી રકઝક શી કરવી ? અરે ! ન કરવી ન કરવી. ( પ્રભુનું શર્ણ લીધા પછી કુલ એની મરજીને આધીન રહેવું. )

૩ મારે આ જગતમાં હવે જીવવું, મરવું, ખાવું ને પીવું એટલુંજ રહ્યું છે. તારો હુકમ એ મારો ખાનો છે. મારી ફીકર ઓ નાથ ! તને છે.

---

૪૦

## राह—खमाचि जिल्हो.

( બતાદે સખી કોન ગલી ગયો કહાન )

જાવું છે મારે દીવ્ય પ્રભુ દરબાર
વાર નથી ઘણી રહી જાવાની
રહું સજજ થઈ તૈયાર— જાવું છે૦

૧ તન ઉજ્વલતા ત્યાં નવ ચાલે
મન મેલ ત્યાં મેલું ગણાયે
આડંબર નવ વખણાયે— જાવું છે૦

૨ સત્ય સ્નાનથી મન લઉં ધોઈ
ભક્તિ વસ્ત્રથી તન લઉં પ્રોઈ
શણગાર કૃપા વનમાળી— જાવું છે૦

૩ પૂર્વ જન્મનો ચાંદ છે માથે
આ ભવ કરણી વીંટી હાથે
મુજ પાસ આ દેવ સભાનો— જાવું છે૦
૪ મન ઓળખથી ઓળખું સ્વામી
વંદન કરૂં શીર નીચું નામી
લઉં સ્થાન દીયે ગજ ગામી— જાવું છે૦
૫ ઇચ્છા મન અધુરી આ જગમાં
કરશે પૂરી નિજ મંડળમાં
નથી છાનું અંતરયામી— જાવું છે૦



## ૪૦
## તેના દરબારની તૈયારી.

મારે પ્રભુના દીવ્ય દરબારમાં જવું છે. ત્યાં જવાની હવે ઘણી વાર નથી. હું તે સારૂ સજ્જ થઇ તૈયાર થઇ રહું.

૧ તનની સફાઇ ત્યાં ચાલતી નથી. મનના મેલથી ત્યાં મેલું ગણાય છે. ભપકો ત્યાં વખણાતો નથી.

૨ સત્યરૂપી સ્નાનથી હું મનને ધોઈ લઉં, ભક્તિરૂપી વસ્ત્રથી હું તનને ઢાંકી લઉં, પ્રભુની કૃપા એ મારો શણગાર છે.

૩ ગત જન્મની કરણીનો ચાંદ મારે માથે છે, આ ભવની કરણીની વીંટી મારે હાથે છે, દેવસભામાં જવાનો આ મારો પાસ છે.

૪ મનની ઓળખથી હું પ્રભુને ઓળખીશ, માથું નમાવી હું તેને વંદન કરીશ, તે સ્થાન આપશે ત્યાં હું બેશીશ.

૫ આ જગતમાં જે મનની ઇચ્છા અધુરી રહી છે તે પ્રભુ પોતાના મંડળમાં પુરી કરશે. એ અંતરયામીથી કાંઇ અજાણ્યું નથી.



૫૧

## राह—आशावरी—दीपचंदी.

( મધુર સ્વર ક્યાંથી એ સંભળાયે )

કરૂં હું એવો કોણ ઉપાય
ભ્રમર થઇ કરૂં ગૂંજ નીકૂંજની માંહે—કરૂં હું૦
૧ વૃક્ષ લતા વેલોના વૃંદો
વહે સરીતા ઘૂમ પર્વત શૃંગો
શિતળ વાયુ જ્યાં વાય— કરૂં હું૦
૨ પત્ર ફુલ ફળ લચકી ડાળો
સૂર્ય કિરણ જળ નૃત્ય નીહાળો
મહેકે વનસ્પતિ જ્યાંય— કરૂં હું૦
૩ પક્ષી સુર મધુરેથી બોલે
કરી કલ્લોલ ઉડતાં મળી ટોળે
રંગ બે રંગી સોહાય— કરૂં હું૦
૪ ઋષિ મુની સિદ્ધ જ્યાં વસતા વાસો
નંદિ ભૃંગિ ગણ ભૂત પિશાચો
ગાંધર્વ ગાન જ્યાં ગાય— કરૂં હું૦
૫ ગિરી કૈલાસ શિવ શક્તિ બિરાજે
ભાલે શશિ શિર જાન્હવી ગાજે
કંઠે હળાહળ પાન— કરૂં હું૦
૬ દેવ દાનવ કિન્નર સહુ મળીને
કરી પૂજા શિવ પાર્વતી હળીને
વન્દન કરી હરખાય— કરૂં હું૦
૭ ચરણ કમળ રસ ઇહાં પીવાયે
લોચન પ્રેમ ઝરણે ઇહાં ન્હવાયે
દરદી દરદ સહુ જાય— કરૂં હું૦



## ૪૧

## તેનું ધામ—કલાસ.

એવો હું શો ઉપાય કરૂં કે જેથી ભમરો બની પ્રભુના ધામના નીકુંજમાં ગુંજાર કરી શકું.

૧ જ્યાં વૃક્ષ લતા ને વેલના ઝુંડો આવી રહ્યાં છે, જ્યાં નદી વહી રહી છે ને પર્વતની ટોચ પર વાદળાંરૂપી ધુમાડાના ગોટા ઝઝુમી રહ્યા છે, જ્યાં ઠંડો પવન વાઇ રહ્યો છે;

૨ જ્યાં વૃક્ષની ડાળો, પાંદડાં, ફુલ અને ફળથી લચકી રહી છે, જ્યાં સૂર્યનાં કીરણો નીચે નદીના જળમાં નૃત્ય કરી રહ્યાં છે, જ્યાં વનસ્પતી, મેહકી રહી છે;

૩ જ્યાં પક્ષી મધુર સ્વરથી બોલી રહ્યાં છે, કલ્લોલ કરતાં ટોળે મળી ઉડી રહ્યાં છે અને વીધ-વીધ રંગથી સોહામણાં દેખાઇ રહ્યાં છે;

૪ જ્યાં રૂષિ, મુનિ અને સિદ્ધ, વાસો વસે છે, નંદી, ભૃંગી, ગણો, ભૂત ને પિશાચ, રહે છે અને ગંધર્વ ગાન ગાય છે;—

૫ આવા કૈલાસના પર્વત પર મહાદેવ પાર્વતીજી સાથે બીરાજે છે, જેના કપાળમાં ચંદ્રમા તથા માથા પર ગંગાજી આવી રહ્યાં છે અને જેના કંઠમાં વિષ અટકી રહ્યું છે.

૬ અહીં દેવ, દાનવ, કીન્નર, બધા ભેગા થઈ હળીમળી શીવ પાર્વતીની પુજા કરે છે અને વંદન કરી હરખાય છે.

૭ અહીયાં ચરણ રૂપી કમળનો રસ પીવાય છે. લોચનના પ્રેમ રૂપી ઝરણામાં અહીં ન્હવાય છે! હે દરદી અહીં બધાં દરદ જાય છે.



## दिल.

४२

### राह–गजल.

दिले कोई वख्त हो आता
किया मैं काम बिना बुझे
दिया मैं दिल जैसी चीज
बिना जाने बिना सुझे— दिले०

१ नहिं देखा तुझे कोई वख्त
तबि माना तेरा है तख्त
नहिं मिलना हुवा कोई बार
दिया तुझको दिलोंका हार— दिले०

२ मीला तुजको ये क्या बदला
बुरा करता बनी पगला
नहिं यहांका नहिं वहांका
गई जींदगी सबी बांका— दिले०

३ कहे तुं है रहेमी पूर
नहिं चाहे उसे तुं दूर
बिरद अपना नहिं खोता
जगा हरदम नहिं सोता— दिले०

४ रीबाना नहिं यह तेरा काम
चोरा लेना न देना दाम
चोरा के दिल न दिल देना
अदल इन्साफ क्या कहेना— दिले०

५ भरोंसे मत रहे तुं यार
बडी ताकत रही है यार
हिला देगा तुझे कोई बार
मीला देगा मुझे दिलदार— दिले०



## ૪૨

## દીલ ક્યાં—આપ્યું.

દીલમાં કોઇ વખત એવું થઈ આવે છે કે મેં સમજ્યા વિના કામ કર્યું. દીલ જેવી ચીજ (ઇશ્વરને) મેં જાણ્યા વગર તથા વિચાર્યા વગર આપી દીધી.

૧ હે ઇશ્વિર મેં તને કોઇ દહાડો જોયો નથી, છતાં માની લીધું કે તારે તખ્ત છે (તું જગતનો રાજા છે). કોઈ દહાડો તને મળવું થયું નથી, છતાં તને દીલનો (પ્રેમરૂપી) હાર મેં પહેરાવી દીધો.

૨ એનો બદલો મને શો મળ્યો? તારા માટે હું ગાંડો થઇ, ઝુર્યા કરૂં છું. ન રહ્યો હું ઇહાંનો કે ન રહ્યો ત્યાંનો. મારી આખી જીંદગી વીતી ગઈ ને મારૂં બધું વાંકું રહ્યું.

૩ કહે છે કે તું પરમ દયાળુ છે. જે તને ચાહે છે તેનાથી તું દુર નથી. તું પોતાનું બીરદ ખોતો નથી. તું હમેશ જાગે છે, સુતો નથી.

૪ કોઇને રીબાવવું, કોઇનું ચોરી લેવું, કોઇને કીંમત ન આપવી એ તારૂં કામ નથી. દીલ ચોરી લેવું ને દીલ આપવું નહિં એ તારા અદલ ઇન્સાફનું શું કહેવું!

૫ ઓ ભાઈ! તું જોજે ભુલતો, પ્રેમમાં ઘણી શક્તિ રહી છે. કોઈવાર તને એ ડગાવી દેશે. અને મને મારો દીલદાર મેળવી દેશે.



## ४३

## राह—भैरवी.

पे दिल दीया
देके न पाया कुछ तोभी मैंने
पीके न पाया कुछ तोभी तैने— पे०

१ जींदगी खुवारी मैं कीई
लग्नी तोरी दीन रात
तैने कीया क्या यार मेरे
मुहसें न कीनी बात— पे०

२ जानती कभी तुं है पेसा
नुगरोंका सिर सरदार
लेके कलेजेकी कली
करती न तुझे जोहार— पे०

३ बां॰ की यहि अब अर्ज है
बंध गई तोरे जो प्यार
लेके जलद ईहांसे बख्श
॰रसन तेरे दीदार— पे०



## ૪૩

## બદલો શો—મળ્યો.

અરે હું તો મારૂં દીલ તને ( ઇશ્વરને ) આપી ચુકી. દીલ આપ્યું તોયે મને કાંઇ સામું મળ્યું નહિં. તેં પ્રેમ પી લીધો, પણ મને સામો પાયો નહિં.

૧ રાત દીવસ તારી લગનીમાં રહી મેં મારી જીંદગી બરબાદ કરી, પણ હે મારા યાર, તેં શું કર્યું? મારી સાથે મોંયેથી વાત પણ ન કરી.

૨ કદાચ જો હું જાણુતી હત કે તું નુગરા ( લાગણી વગર ) ના સરદારમાં ટોચે છું તો મારા કાળજાની કળી ( પ્રેમ ) લઇને તને નમન ન કરત.

૩ હવે તો દાસીની એ અરજ છે કે જો હું તારા પ્યારમાં બંધાઈ ગઈ છું તો તું મને અહિંથી જલ્દી લઈ તારા મુખારવીંદનું દર્શન આપ.



## ૪૪

## राह–झींझोटी जिल्लो.

फुसलाया दिल कहां तक टीके
अब मानता नहिं
कहता है मैं नहिं गाऊंगा
जवाब मिला नहिं— फुसलाया०

१ गाया हो प्रेमी प्रेमको
भर आंसु अंखियनमें
गाया मैं हो मौताज गरिब
शिर नाई चरननमें— फुसलाया०

२ बचपनमें भी गाताथा मैं
तुटी फुटी कर बेत
जुवानी जोर ठुमरी गजल
भुला नहिं मैं तैं— ...सलाया०

३ गाया सो तैने नहिं सुना
की खारीज कीया सुनके
खारीज न होगा प्रेम जीगर
दरदी जवाब दे— ...सलाया०



## ૪૪

## ગાવા ના પાડે છે.

હે પ્રભુ ? જે દીલથી ફોસલાવી પટાવી મેં કામ લીધું તે દીલ ક્યાં સુધી ટકે ? હવે તો તે ફોસલાવ્યું માનતું નથી. કહે છે કે ( પ્રભુના ગુણ ) હું હવે ગાઇશ નહિં. મેં ગાયું તેનો મને જવાબ મલ્યો નથી.

૧ આંખમાં આંસુ ભરી પ્રેમી બની મેં તારા પ્રેમને ગાયો. વળી ચરણમાં માથું નમાવી દીન રાંક બની મેં તને ગાયો.

૨ બાળ અવસ્થામાં પણ તુટીફુટી કવિતા કરી હું તને ગાતો હતો. જુવાનીમાં ઠુમરી, ગઝલ, બનાવી તને ગાતો. હું તને કદી ભૂલ્યો નથી.

૩ શું મેં ગાયું તે તેં ન સાંભળ્યું ? કે એક કાને સાંભળી બીજા કાને કાઢી નાખ્યું ? અરે ! અંતરનો પ્રેમ એમ કાઢી નહિં નંખાય. દરદીને કંઇક તો જવાબ આપ !



## ४५

## राह—झिंझोटी जिल्लो कवाली ताल.

सुनो हो दीलका सारी गम पधनी
पडदा ताल ध्वनी— सुनो०

१ काम क्रोध मद मत्सर भीतर
राग द्वेष अरु जो सब ईत्तर
दिल बाजत शब्द सुनी— सुनो०

२ प्रवत मन प्रभु पदमें जाई
भूलत भान जग सब चतुराई
सुनी सोहम् नाद धूनी— सुनो०

३ सीढी सुर चढ जावे प्रानी
गाजत बाजत ताक निशानी
नहिं आवत जग्त पुनी— सुनो०

४ दिल बाजेका हो तुं बजैया
चाहे तब बोलवाले सैंया
गा गोविंद गान गुनी— सुनो०



## ૪૫

## તેની સારાંશ.

હે ભાઈ! આ દીલની સારી ગમ પધની, તેના પડદા, તાલ અને સુર સાંભળ.

૧ આ દેહની અંદર કામ, ક્રોધ, મદ, મત્સર, રાગ, દ્વેષ અને બીજુ જે કાંઈ છે તે બધાં, કાને બહારનો શબ્દ સાંભળે છે, કે દીલમાં વાગવા માંડે છે.

૨ માત્ર જ્યારે મન, અંદરનો સોહં નો નાદ સાંભળે છે, ત્યારે તે પ્રભુપદમાં જઇ ઓગળે છે અને જગતનું બધું ભાન ને ચતુરાઇ ભુલે છે.

૩ અરે ! જ્યારે પ્રાણી આ દીલની સુરરૂપી સીડી ગાજતે વાજતે પ્રભુ તરફ નીશાન તાકી ચઢી જશે, ત્યારે ફરી તેને જગતમાં આવવું પડશે નહિં.

૪ હે જીવ ! તું દીલરૂપી વાજાનો વગાડનાર થા. એ થવા[illegible] તુ ચાહીશ ત્યારે તેને ( પ્રભુને ) બોલાવી શકીશ. અરે ! તું ગોવિંદના ગુણનું ગાન ગાયાં કર.



४६

## राह—पीलु जिल्लो.

बजैया तुं सीतारोंका
बजाना दिल नहीं सीखा
दिलोंके तारकी चाबी
[illegible]ाना तुं नहीं सीखा— बजैया०

१ खुशी होना खफा होना
फुला जाना रिसा जाना
लगे यह सुर दिल बीना
अलग पडदा नहिं चीन्हा— बजैया०

२ मुझे चहिये व दिल पलटा
ईहां उलटा वहां सुलटा
अजब वह तारका झनका
नहिं ठेसी नहिं ठनका— बजैया०

३ फना ुनिया फना निसान
फना सब साज फना सब तान
करे गुलतान भुलावे भान
वही बाजा बजैया गान— बजैया०



४६

## तेनो—सीतारी.

અરે એ સીતારના વગાડનાર, તું દીલરૂપી સીતાર વગાડતે ન શીખ્યો. દીલના તારોની ચાવી તું ફેરવતે ન શીખ્યો.

૧ ખુશી થવું, ગુસ્સે થવું, ફુલાઇ જવું, રીસાઈ જવું, આ બધા સુર દીલરૂપી વીણામાં રહ્યા છે, પણ એથી જે જુદો પડદો છે, તે તેં ન ઓળખ્યો.

૨ મારે તો દીલરૂપી વાજાનો એ પલટો જોઇએ છે કે જે અહીં (દુનીઆમાં) ઉલટો છે પણ ત્યાં (ઇશ્વર પાસે) સુલટો છે. મારે તો તારનો તે અજબ ઝણકો જોઇએ છે કે જેને ઠેસી નથી ને ટણકોએ નથી.

૩ અરે પ્રાણી! શું દુનીયા કે મનુષ્ય, શું વાજું કે તેનો સુર, બધું નાશવંત છે. ખરૂં વાજું, ખરો વગાડનારો અને ખરૂં ગાયન તો એજ કે જે માણસને (ઇશ્વરમાં) ગુલતાન કરે, ને (દુનીયાનું) ભાન ભુલાવે.



૪૭

## राह—गजल.

अरे कोई दे हमे चाबी
कुलुब दिलके लगानेकी
गिराई तबसे नहिं पाई
पता कोई ला देलादेभी— अरे०

१ बनाया जिसने इह ताला
पीयाथा प्रेमका प्याला
वही प्याला कोई भरदे
गई चाबी बना फीरदे— अरे०

२ मुरादे मन गई तुटी
झुरा गई प्रेमकी बुटी
नजर मीठी पनप जावे
पीलावे प्रेम प्याला वे— अरे०



૪૭

## તેની—કુંચી.

અરે દીલરૂપી ( પ્રેમના કબાટના ) તાળાને લગાડવાની કોઇ મને ( સાચા પ્રેમની ) કુંચી આપશે ? જ્યારથી મેં એ કુંચી પાડી છે, ત્યારથી મને તે પાછી મળી નથી. કોઇ એનો પત્તો મેળવી મને તે અપાવી દેશે ?

૧ જેણે ( જે ઇશ્વરે ) આ દીલરૂપી તાળું બનાવ્યું હતું, તેણે પ્રેમનો પ્યાલો પીને તે બનાવ્યું હતું. જો કોઇ એ પ્રેમનો પ્યાલો ફરી ભરી આપે તો ખોવાઈ ગયેલી ચાવી, એ પાછો બનાવી આપે.

૨ મનની બધી મુરાદો ( ઈચ્છાઓ ) તુટી ગઇ છે, કારણ કે પ્રેમની બુટ્ટી સુકાઈ ગઈ છે. જો ઇશ્વરની મીઠી નજર થાય તો એ પ્રેમની બુટ્ટી સજીવન થાય અને પ્રેમનો પ્યાલો ફરીથી ભરી પીવરાવાય.



४८

## राह–गजल.

अरे मालेन तुं वुनिया की
कली मत चुंट मेरे दिलकी
तुझे कया काम यह कलीयोंसे
नहिं बिकती यह पैसोंसे

१ मीलाया जो नहिं मिलता
लगाया जो नहिं लगता
खिलाया जो नहिं खिलता
है वो बी यह कलीयोंका— अरे०

२ कली यह फेर नहिं लगती
लगी फिर सुक नहिं जाती
सबी खुशबो नहिं देती
वहां देती जहां लेती— अरे०

३ जमी कायामें है दिलबाग
जहां बसता विशंभर नाथ
सिरे जिसके कली चढती
सुगंधी दरदी को मीलती अरे०



## ૪૮
## તેની—કળી.

અરે ઓ દુનીઆની માલણ તું મારા દીલની ( પ્રેમરૂપી ) કળી ચુંટ નહિં. તારે એ કળીઓનું શું કામ છે? એ કાંઇ પૈસાથી વેચાતી નથી.

૧ જે મેળવવા જતાં મળતું નથી, વાવવા જતાં ચોટતું નથી, ખીલવવા જતાં ખીલતું નથી, તે બી, આ મારી કળીઓનું છે.

૨ આ કળી એકવાર લાગ્યા પછી બીજી વાર લાગતી નથી. (પ્રેમ એક વાર આપ્યા પછી બીજાને અપાતો નથી). તે એક વાર લાગ્યા પછી સુકાતી નથી ( પ્રેમ આપ્યો તે ન આપ્યો થતો નથી ). તે પોતાની ( પ્રેમરૂપી ) સુગંધ બધામે આપતી નથી. માત્ર જ્યાંથી સુગંધ લે છે ત્યાં આપે છે.

૩ આ દેહરૂપી જમીનમાં દીલરૂપી બાગ છે કે જ્યાં વીશ્વંભરનાથ વસે છે. જેના માથા ઉપર આ કળી ચડે છે, અને જેની સુગંધ દરદીને મળે છે.



## ૪૯
## राह—जंगलो ठुमरी.

ओ दासी मेरो दरपन तुं वो दे ला
जहां देखुं मैं दिल अपना— ओ०

१ देख्यो बहुत मुख यह दर्पनमें
लटीयां समार कंगीयां गृही करमें
भर्यो हृदय मेल अभयमें— ओ०

२ प्रान गये भई सुनी चट्टी
चाम जले जेसी काचकी भट्ठी
चल गई संग मेलकी गट्ठी— ओ०

३ तन सफाई काम न आई
मन बुराई मार खीलाई
दरदी बिन दिल दीखलाई— ओ०



## ૪૯

## તેનું—દર્પણ.

ઓ મારી દાસી ! મને તું તે દર્પણ આણી આપ કે જેમાં હું મારૂં ( મોં નહિં પણ ) દીલ જોઈ શકું.

૧ તેં જે આ દર્પણ આણ્યું છે તેમાં તો મેં મારા માથાના વાળની લટો સમારી, કાંસકી હાથમાં લઇ, મારૂં મોં ઘણું જોયું છે ( અને તેને સાફ રાખ્યું છે ) પણ ( તે દર્પણમાં મારૂં દીલ ન જણાવાથી ) મેં દીલમાં તો નીર્ભય થઇ મેલ ભરી રાખ્યો છે.

૨ જ્યારે પ્રાણ જતો રહે છે ત્યારે દેહરૂપી ઉતારો સુનો પડે છે અને તેની ચામડી કાચની ભટ્ટીની માફક બળી જાય છે. દેહનો આમ નાશ થાય છે, પણ જે જીવ ચાલ્યો જાય છે તેની સાથે દીલમાં ભરી રાખેલા મેલની ગાંસડી પણ જાય છે.

૩ આથી દર્પણમાં મોં જોઈ જોઇ જે દેહની સફાઇ રાખવામાં આવે છે તે તો કામ આવતી નથી, કારણ સાફ રાખેલી દેહ તો નાશ પામે છે અને ન સાફ રાખેલું દીલ તો માર ખવરાવી દે છે. દીલના મેલની ગાંસડી તો જીવ સાથે જઇ, ભવીષ્ય રૂપી પરીણામને પામે છે. અરે દરદી ! આ અનિશ્ચીત પરીણામ, દર્પણમાં ફક્ત મોં જોવાથી ને દીલ ન જોવાથી થાય છે.



૫૦

## राह—गजल.

दीये दिलकी निशानी यही
नहिं कहीं चैन बीना जो सही
फिरे दुनीया फकीरी लही
जबी जीता न जीता वही          दीये०

१ मीले दीलकी निशानी यही
जीगरमें चैन खुमारी सही
फिरे दुनीया गरज कुछ नहिं
मरा जीता सबी एक सही—          दीये०

२ मरे दीलकी नीशानी यही
जखम झरता ऋझाता नहिं
करे सब काम दरद दील लही
चहे मरना न जीता वही—          दीये०



૫૦

## તે આપ્યાની—નીશાની.

(પ્રભુને) દીલ આપ્યાની નીશાની એ કે, દીલ આપનારને પ્રભુ શીવાય બીજે ચેન પડે નહિં. એ માણસ દુનીયામાં ફકીરી ધારણ કરી ફરે. જો કે જીવતો હોય, તોયે મુવા જેવો થઈ રહે.

૧ (પ્રભુ સાથે) દીલ મળ્યાની નીશાની એ કે, તેને અંતરમાં આનંદ અને મગજમાં ખુમારી રહે. તે જગતમાં સ્પૃહા વીનાનો થઇ ફરે. એને મન મરવું જીવવું, એ બધું સરખું થઈ રહે.

૨ (પ્રભુ તરફથી સામો પ્રેમ ન મળવાથી) મરી ગયેલા દીલની નીશાની એ કે, એનો ઘા વધ્યાં કરે, રૂઝાય નહિં. એ માણુસ કામ બધું કરે પણ એના દીલમાં દરદ ભરેલું હોય. તે મરવું ચાહે, જીવવું નહિં.



૫૧

## राह—[illegible]ोटी जिल्लो.

दील दर्द [illegible] मैं
कोई ईल्मी है यहां
जो लगाके दिल दिल मलम
रुझावे झख्म वहां— दिल०

१ दिल चाहता जो चाहना
मीलती कहीं नहिं
है बी कहीं व चहाना
मालुम मुझे नहिं— दिल०

२ न मीलनेसें चीराग मीसल
व चाह जल रही
मानो बदन भठ्ठी लगी
तमन्ना उडा रही— दिल०

३ कया रखती है चीराग जलती
म सुझ मुझे पडी
जलके म होती खाख क्यौं
बिन चाहसें मीली— दिल०

४ बेशक नहिं वह चाह वमकी
है का ोकदमां की
मरनसें मरती व नहिं
चलती व साथही— दिल०

५ पे लीखा कभी ेस्मत मेरे
मीलना हो उसीसें
मीलके कहुं बीती मुझे
भर आंखो आंसुसें— दिल०

६ ईतलाह है परवर ागार जो मेरी
सुननी तुझे जरुर
चाहता हुं करना खुदबखुद
कदमो तेरे हजुर— दिल०



## ૫૧
## તેનું—દર્દ.

હું દીલના દુખથી દીલગીરીમાં છું. એનો ઈલાજ કરનાર કોઇ અહીં છે, કે જે દીલને દીલ રૂપી મલમ લગાવી ઘા રૂઝાવે ?

૧ જે પ્રેમના જવાબને મારૂં દીલ ઇચ્છે છે, તે જવાબ મને ક્યાંઈ મળતો નથી. એ જવાબ કયાંઈ છે ? મને તો ખબર નથી.

૨ એ ન મળવાથી મારો પ્રેમ અગ્નિની માફક દીલમાં બળે છે. જાણે શરીરમાં ભટ્ટી ન શળગી હોય, અને તેના તણખા તે ન ઉરાડતો હોય.

૩ શી વસ્તુ એ અગ્નીને બળતો રાખે છે, એ મને સમજાતું નથી. સામા પ્રેમથી પોસાયા વીના એ અગ્નિ બળીને ખાખ કેમ થઈ જતો નથી ?

૪ બેશક મારો પ્રેમ આ દેહનો નથી, પણ પરા—પૂર્વનો છે. મરવાથી એ મરતો નથી પણ સાથે ચાલે છે.

૫ જો કદાચ મારા નશીબમાં મારા પ્રેમના પડઘાને મળવાનું લખ્યું હશે, તો એને મળી હું મારી આપવીતી મારી આંખોમાં આંસુ ભરીને કહીશ.

૬ હે પ્રભુ ! આ જે મારી અરજ છે, તે તારે જરૂર સાંભળવાની છે. તે તારા ચરણ આગળ હાજર થઇ હું જાતે કરવા ચાહું છું.



૯૨

## राह—गजल पीलु जिल्लो.

गल जा गिरा जब वूधमें
फटना हि उसको रहे गया
घुन जा लगा जब धानमें
सडना ही उस्को आ रहा— गल०

१ कीडा लगा जब पेडमें
पत्ता सरीखा नहिं रहा
गिरना जरुरे झाडको
उसमें मुलाझा क्या रहा— गल०

२ दिलकी बीमारी दिलको
खाती चली आगे बढी
तोता उडा पींजरा पडा
रहेनेमें नहिं हांसल रहा— गल०

३ जहां रात लगी है दिनको
मैयत लगी यह जिंदगी
दुःख सुखकों घेरे रहा
जानेमें हरजा क्या रहा— गल०

४ जाना सो आना जान ले
जीनेंमें मरना मान ले
जिसमें मीले मालीक अपन
सच्चा वही और सब सपन— गल०



## ૫૨

## તેનું—દુઃખ.

જ્યારે દુધમાં ગલ પડ્યો ત્યારે તે ફાટી જવુંજ જોઇએ. જ્યારે ધાનમાં સળો લાગ્યો ત્યારે તે સળવુંજ જોઇએ.

૧ જ્યારે ઝાડમાં કીડો લાગ્યો ને તેના પર પાંદડું સરખું પણ ન રહ્યું, ત્યારે તે પડવાનુંજ. એમાં મુલાજો કયાં રહ્યો ?

૨ દીલની માંદગી દીલને ખાતી ખાતી આગળ વધી. પોપટ ઉડી ગયો ને પાંજરૂં પડી રહ્યું, તો પછી રહેવામાં શો ફાયદો ?

૩ જ્યાં દીવસ ને રાત લાગેલી છે, જીવને મોત લાગેલું છે, સુખને દુઃખ ઘેરી રહ્યું છે, ત્યાં જવામાં હરકત શી ?

૪ હે પ્રાણી ! આ લોકમાંથી જવું તે પરલોકમાં આવવું જાણી લે. અહિંનું જીવવું તે–ત્યાંનું મરવું માની લે. જેમાં પોતાનો માલીક મળે તેજ સાચું ને બીજું બધું સ્વપ્ન જાણ.



५३

## राह–दादरो–झींझोटी–जिल्लो.

मेरी मुश्कीली पे सनम
तुजसें छुपी नहिं
चाहता हुं दिल देना तुझे
दिल फैजमे नहीं— मेरी०

१ दिलको करनाथा कामजो
व काम नहीं हुआ
बेकामी दिल बेदिल हो
बेमाल बन रहा— मेरी०

२ विती चहाती जिंदगी
गुल शोर मच रहा
दीदार दरस करवा मुझे
दे दीलकी दवा— मेरी०



૫૩

## તેની—મુશ્કીલી.

હે પ્રભુ ! મારી મુશ્કીલી તારાથી છાની નથી. હું તને મારૂં દીલ આપવા ચાહું છું, પણ દીલ ચેનમાં નથી.

૧ દીલને જે કામ કરવું હતું તે કામ થયું નહિં. કામ વગરનું (નવરૂં) દીલ બેદીલ (નીરાશ) થઇ, માલ વગરનું (નીરમાલ્ય) બની રહ્યું છે.

૨ હવે જીંદગી વીતી જવા આવી છે. તેનાં નગારાં વાગી રહ્યાં છે. હે પ્રભુ ! તારાં દર્શન આપી મારા દીલની દવા તું આપ.



# मन.



८४

राह—गजल—पीलु जिल्लो.

लगी है भूख मन मेरे
नहीं मिटती खिलानेसें
लगी है प्यास दील मेरे
नहीं छीपती पिलानें सें— लगी०

१ जिगरकी भूख नहीं जाती
मिठाई और मलीदे सें
जिगरकी प्यास नहीं जाती
शराबे और शरबत सें— लगी०

२ अरे कोई है यह बस्तिमें
हवाले हाल मुताफिक मैं
सुने यह साद गवाही दे
पिये प्याला पिलाभी दे— लगी०

३ नहीं मागुं मैं दील तोरा
नहीं चाहुं मैं चित चोरा
सिर्फ खोजुं मैं वह मोहोरा
नहीं कोईका नहीं तोरा          लगी०

४ फकीरी साद यह मेरा
फजल मौला करे तेरा
नहीं आवाज कोई देता
बोलाके सांई नहीं लेता—          लगी०

५ मुलक अब छोड मैं जाता
जहां जा फिर नहीं आता
नहीं भूखा नहीं प्यासा
रसुल रहेमी जहां बासा—          लगी०



## ૫૪

## તેની—ભુખ.

અરે ! મારા મનમાં ભુખ લાગી છે, પણ તે ખાવાથી મટતી નથી. મારા મનમાં તરસ લાગી છે, પણ તે પીવાથી છીપતી નથી.

૧ મનની ભુખ માલ મલીદાથી મટતી નથી. મનની તરસ દારૂ કે શરબતથી છીપતી નથી.

૨ અરે ! આ વસ્તીમાં કોઈ એવી વ્યક્તી છે કે જેના હાલહવાલ મારા જેવા હોય ? જે મારો અવાજ સાંભળી સાક્ષી પુરે ( કહે કે મારી દશા તમારા જેવી છે ). પોતે પ્રેમનો પ્યાલો ( હું આપું તે ) પીયે અને મને ( પોતે આપી ) પાય ?

૩ હું તારૂં દીલ માંગતો નથી. તારૂં ચીત્ત ચોરવા ચ્હાતો નથી. હું તો ફક્ત તે બીજું શોધું છું કે જે કોઇનું નથી, ને તારૂં એ નથી.

૪ આ મારા ફકીરનો સવાલ છે. ઇશ્વર તારૂં ભલું કરો. કોઇ જવાબ આપતું નથી. મને સાંઇને કોઈ બોલાવી પણ લેતું નથી.

૫ હવે આ દુનીયા છોડી હું જઇશ કે જ્યાં જઇને કોઈ પાછું આવતું નથી. જ્યાં ભુખ્યું કે તરસ્યું કોઈ રહેતું નથી. અને જ્યાં દયાનીધી ઇશ્વર પોતે વસે છે.



૯૯

## राह—जंगलो—ठुमरी.

सुखमें सुख मनसुख भैया
जो देवे नाथ गोसैंया— सुखमें०

१ का करीयो तन सुख मन जलते
पानी मीटीकीयां टपकत तलमें
धन धान बिनाको खवैया— सुखमें०

२ मनसुख बीज मन रोपे रहीओ
पानी सींच मत जरने दईओ
लु लागे तन मत डरीओ— सुखमें०

३ मनसुख चोर न चोरी करीए
लेख बिधाता काहु न हरीए
मन कुलुफ किली मन दईए— सुखमें०

४ मन हरी चरन राख जग वेहेवो
आय पडे सो सब कुछ सेहेवो
रही थोडी फि-.र न करबो सुखमें०



## ૫૫
## તેનું—સુખ.

હે ભાઇ, જો પ્રભુ આપે તો, સર્વ સુખમાં શ્રેષ્ટ સુખ મનનું સુખ છે.

૧ જો મન બળતું હોય તો શરીરના સુખને શું કરીશ? પાણીની માટલી તળીયામાંથી ટપકતી હોય તો તે લઈ શું કરીશ? કોઇ ખાનાર ન હોય તો ધન ને ધાનને શું કરીશ?

૨ મનના સુખનું બીજ મનમાં રોપી રાખજે. એ બીજ ઉપર પાણી સીંચ્યાં કરજે. એને બળી જવા ન દઈશ. આ કરવામાં જો શરીરને લુક (ઉનો પવન) લાગે તો બ્હીશ નહિં.

૩ મનનું સુખ ચોર ચોરી શકશે નહિં. વિધાતાના લેખ કોઈ હરી શકશે નહિં. મનના તાળાને મનની કુંચી દેજે.

૪ મનને હરીના ચરણમાં રાખી જગતમાં વહેજે. જે આવી પડે તે સહન કરજે. હવે થોડો વખત રહ્યો છે. ફીકર ન કરીશ.



## ૫૬
## राह—जंगलो—ठुमरी.

बनिजा प[illegible]लां मोरो भाई
चहे मिलन नाथ गोसाँई— बनिजा०

१ मनमें एक मुंपर एक दुजी
काम करनमें अरु कुछ तीजी
मन कर्म बचन नहिं एकताई— बनिजा०

२ समज सोच मन साच जो चीन्हो
समय कसोटी छोड व दीन्हो
मनसें मन करत जुदाई— बनिजा०

३ नाथ न दूर घट निज निवासी
सांच जुठ सब लेत तपासी
जहां साच वहां बसत सदाई— बनिजा०



## ૫૬
## તેનું—ઐક્ય.

હે મારા ભાઈ! જો તારે પ્રભુને મળવું હોય તો તું એક સરખો થઈ જા.

૧ મનમાં એક રાખવું, મોઢે બીજું બોલવું અને કરવું વળી ત્રીજું, એ મન વચન અને કર્મની સરખાઈ નથી.

૨ મનમાં સમજી વિચારી જે સત્ય તેં ઓળખ્યું, તે પ્રમાણે ચાલવા ( ની કસોટી ) નો વખત આવ્યો ત્યારે તેને તેં છોડી દીધું. એમ કરવાથી તેં મનની જુદાઈ કરી.

૩ પ્રભુ દુર નથી, તે તારા ઘટમાંજ રહે છે. સાચું, જુઠું બધું તે તપાસી લે છે. જ્યાં સત્ય છે, ત્યાં તે હમેશાં વસે છે.



૫૭

## राह—झींझोटी गजल.

मन नहिं मरा जब तक तेरा
तुं मर गया तो क्या हुआ
मन मर गया जबसें तेरा
तुं जी रहा तो क्या हुआ— मन०

१ मरना जीना ईस चामका
कुचली मिसाले सांपका
नहिं सांपको मरना जीना
कुचली फिरी तो क्या हुआ— मन०

२ जुमेदार जीता मन है
तबतक बदलता तन है
नाहक दहेशत मातकी
दहेशत खरी मन चोरकी— मन०

३ चाहता तुं जो मरना सहि
जीनेमें राजी नहिं रहि
पीले तुं प्याला सांईका
मरना यही मन जहानका— मन०



૫૭

## તેનું—મરવું.

હે ભાઇ! જ્યાં સુધી તારૂં મન મર્યું નથી ત્યાં સુધી તું મરી ગયો તો શું થયું? જ્યારથી તારૂં મન મરી ગયું ત્યારથી તું જીવતો રહ્યો તો શું થયું?

૧ મરવું જીવવું એ તો આ ચામડી (દેહ) નું છે. તે સાપની કાંચળી બદલવા જેવું છે. એથી સાપ મરતો જીવતો નથી. કાંચળી બદલાઈ તો શું થયું ?

૨ જ્યાં સુધી જોખમદાર મન જીવે છે, ત્યાં સુધી તે દેહ બદલ્યા કરે છે, મોતની બીક રાખવી નકામી છે. ખરી બીક તો ચોર મનની છે.

૩ જો ખરેખર તું મરવું ચ્હાતો હોય, જીવવામાં તારી ખુશી ન રહી હોય, તો પ્રભુના પ્રેમનો પ્યાલો તું પીલે (ઇશ્વરમાં લ્હે લગાડી દે ). આ દુનીયામાં મનનું મરવું એજ છે.



૫૮

## राह—जोगी.

बौछार मारत अब ल्यों
मन सड गयो मोरो [illegible] सां— बौछार०

१ गगन चील उडत जब देखत
पृथ्वी मांस चांकना
उतर जमी पर झट जा बैठत
वह कतवार कीमांही— बौछार०

२ मच्छ नदिमें रहकर न [illegible]यो
गई न बास बुराई
मन धो धोके मैं गयो हारी
लोटत धूल जल नाहि— बौछार०

३ हरि करुणा जल आप हु लेके
लेके और बुहारी

**जब लग साफ न करहु नां मन**
**दरदी गंध नहि जाई—** बा० १८०



## ૫૮
## તેની—છાક.

અરે ! મારૂં મન જડમાંથી સડી ગયું છે. વરસાદની વાછટની માફક તેમાંથી દુર્ગંધની છાક મારે છે.

૧ આકાશમાં ઉડતી સમળી ( પ્રભુના વીચાર રૂપી ઉંચ ભુમીકામાં વીહાર કરતું મન ) જ્યારે પૃથ્વી ઉપર માંસ જેવી ચીકણી ( સૃષ્ટીના મોહની લલચાવનારી ) ચીજ જુએ છે, ત્યારે તે જમીન ઉપર એકદમ ઉતરી ( પ્રભુના વીચારમાંથી દુનીયાના વીચારમાં પડી ) ઉકરડા ઉપર ( હલકી ભુમીકામાં ) જઈ બેસે છે.

૨ માછલું નદીમાં રહીને (રોજ) નાહ્યું તોએ તેની દુર્ગંધ ગઇ નહિં. ( મનને રોજ સદ–વીચારના જળથી પ્રોક્ષણ કર્યા છતાં તેના મલીન સંસ્કાર ગયા નહિં. ) મન ધોઇ ધોઇને હું હારી ગયો. તે પાણીમાં નાહીને પાછું ધુળમાં આળોટે છે. ( એક વાર સદ વિચાર કરી પાછું મલીન વીચારમાં ખરડાય છે. )

૩ જ્યાં સુધી પ્રભુ પોતે દયારૂપી પાણી તથા સન્માર્જની ( હાથમાં ) લઈ આ નીચ મનને સાફ નહિં કરે ત્યાં સુધી દરદીના મનની ગંધ જશે નહિં.

૫૧

## राह—जोगीयो कालिंगडो त्रिताल.

म स्तान मनवा घोडा
ले रैन दांत बिच दौडा मस्तान०

१ जानाथा मोहे दहेनी दिशामें
भटकाया तैं बांही
जग दरसनको पार न आयो
भूली गयो मैं सांई— मस्ता०

२ जेर कडी मैं करुं अब तुजको
बैठुं रांग जमाई
बुट समशेर धरुं कर भाला
बनु असवार लडाई— मस्ता०

३ शत्रु नहिं जग मन सम दुजो
डारत लाख चोरासी
मन जीत्यो व जीत्यो सब कुछ
कटी कालकी फांसी— मस्ता०



૫૮

### મન—ઘોડો.

હે મનરૂપી મસ્તાન ઘોડા ! તેં લગામને તારા દાંત વચ્ચે પકડી લીધી, અને પછી નીરંકુશ થઇ તું ગમે તેમ દોડયો.

૧ મારે જમણી દીશામાં જવું હતું પણ તેં મને ડાબી દીશામાં અથડાવ્યો. પરીણામ એ થયું કે જગતની લીલા જોવામાં હું પડી ગયો ને તેનો પાર ન આવતાં હું પ્રભુને ભુલી ગયો.

૨ ખેર, થવાનું હતું તે થયું, પણ હવે હું સાવધ થઈ તારા મોંઢામાં જોર કડી ચઢાવીશ, તારા પર બરાબર રાંગ જમાવી બેસીશ, પગના બુટમાં મમરેજ નાંખીશ, હાથમાં ભાલો લઈશ અને એવી રીતે લઢાઇનો ઘોડે સ્વાર બની તારા પર સ્વારી કરીશ.

૩ ઓ ભાઈ! આ દુનીયામાં મન જેવો બીજો શત્રુ નથી. ચોરાશી લાખના ફેરામાં નાંખનાર એ મનજ છે. જેણે મન જીત્યું તેણે બધું જીત્યું અને તેની કાળની ફાંસી કપાઇ ગઈ જાણવી ( તેનો જન્મમરણનો ફેરો ટળી ગયો જાણવો ).



૬૦

## राह—जंगलो—ठुमरी.

धो डाला मैने मनको मनसें लगा
गुरु अपनो आप सदा— धो डाला०

१ बल नहिं और, जैसो बल निजको
ज्ञान नहिं, नहिं उग्यो उरसो
हिय लागी, सोही कथा— धो डाला०

२ मन चोर मन शाहु भाई
वही जुठ वही सच्चाई
अंतर, सब व्यर्थ व्यथा— धो डाला०

३ आप मुए बीन स्वर्ग न पावे
बिन भोगे कभी कर्म न जावे
दरदी पर आश व्रथा— धो डाला०



૬૦

## મન—ગુરૂ.

મેં મારા મનને મન (વીચાર) સાથે લગાડી ધોઈ નાંખ્યું. અરે! પોતાનો ગુરૂ સદા પોતેજ હોય છે.

૧ પોતાના બળ સમાન બીજું બળ નથી. અંતરની ઉર્મી સમાન બીજું જ્ઞાન નથી. જે કથા ( સાંભળીને ) કાળજામાં ચોટી તેજ કથા.

૨ મનજ ચોર છે ને મનજ શાહુકાર છે. તેજ જુઠ છે ને તેજ સાચ છે. એ બેમાં જે ભેદ છે તેજ વ્યથા ( અજ્ઞાન ) છે.

૩ આપ મુવા વીના સ્વર્ગ નહિં મળે, ભોગવ્યા વીના કર્મ નહિં ટળે. હે દરદી! પારકી આશ તે સદા નીરાશ છે.



૬૧

## गरबी.

ચાલો મન મંદીર કરો સજ્જ હરીને વસવાને
જો જો રહે નહિં કયાંએ રજ જાશે રીસાઇને— ચાલો૦

૧ મન મંદીરની સ્વચ્છતા નિષ્પાપ પણામાં જાણ
મન વાણી જુદા નહિં એ નિષ્પાપ પ્રમાણ— ચાલો૦

૨ મન મંદીરની રોશની અવ્યભિચારિ મન
મીરાં આપ્યું હરિ વિષે થયાં લીન સમેતા તન—ચાલો૦

૩ મન મંદીરની મુરતિ જેવી ઉર અભિલાષ
સંકલ્પ બળ અભિલાષનું તદનુસાર પ્રકાશ— ચાલો૦

૪ પૂજાપો લ્યો પ્રેમનો ભક્તિભાવ નૈવેદ્ય
આરતિ ગદ્ ગદ્ કંઠની વંદન હુંપદ છેદ— ચાલો૦

૫ ગરબી મન મંદીર તણી સમજી પાળે બોલ
હરિ સન્મુખ, તેને સદા દાસ દરદીનો કોલ— ચાલો૦



## ૬૧
## મન—મંદિર.

ચાલો, હરીને વસવા સારૂ મનમંદિરને સાફ કરો. જો જો ક્યાંએ રજ ન રહી જાય, નહિં તો તે રીસાઇ જશે.

૧ મનમંદિરની સ્વચ્છતા (હે જીવ) તું નીષ્પાપપણામાં જાણ. જ્યાં મન અને વાણી જુદાં નથી ત્યાં નીષ્પાપપણું જાણ.

૨ મનમંદિરનું અજવાળું મનની સત્યતામાં જાણ, કે જેવું મન મીરાંએ હરીને આપ્યું ને પોતે સ્વદેહે તેમાં લીન થયાં.

૩ મનમંદિરમાં જેવી મનની અભિલાષા તેવી પ્રભુની મૂર્તિ જાણ. એ અભિલાષાને જેવું સંકલ્પનું બળ તેવું મૂર્તિનું પ્રગટવું જાણ.

૪ પુજા સારૂ, પ્રેમનો પુજાપો લ્યો, ભક્તિભાવનું નૈવેદ લ્યો, ગળગળા કંઠરૂપી આરતી લ્યો અને એમ પુજા કરી, હું–પદના નાશરૂપી વંદન કરો.

૫ આ મનમંદિર–તણી ગરબીના બોલ જે સમજીને પાળશે તેને હરી સદા સનમુખ છે. દાસ દરદીનો એવો કોલ છે.

## ..निया.



६२

### राह—गजल पीलु जिल्लो.

रही है म्याद अब कितनी
खता मेरी सजाओं की
खतम होगी यही जिन्दगी
चीरागे दिल सोचोंकी— रही है०

१ सजा नहिं तो यह है भी कथा
रही जिन्दगी गई सब चाह
मुरादे दिल न बर आति
बुझा जाति लगी बाती— रही है०

२ यही तस्वीर गुन्हाओंकी
यही खेती खताओंकी
अ.लत पेन फिरस्तों.ी
नहिं हीकमत हकीमोंकी रही है०

३ जिगर खाया [illegible] ह[illegible]रोंका
क[illegible]मपोशी उठानेकी
नहिं ल्या[illegible]त रही उसकी
बनी [illegible]ार क[illegible]रोंकी— रही है०

४ रही हालत मेरे मनकी
गमी दरियाव तु[illegible]
कभी कोई वक्त पलक [illegible]खती
झलक रहेमी रसुलोंकी— रही है०



## ૬૨
## જેલ.

( હે પ્રભુ ! ) મારી ભુલો માટે મને થયેલી સજાની મુદત હવે કેટલી રહી છે ? ચીંતારૂપી બળતા અગ્નીની ચીનગારી આ જીંદગીમાં ઓલવાશે ખરી ?

૧ આ સજા નથી તો બીજું શું છે ? જીવવું રહ્યું ને પ્રેમ ગયો. મનની મુરાદ પાર પડતી નથી. આશારૂપી વાટ પ્રગટી ઓલવાઇ જાય છે.

૨ અરે ! આ સ્થીતીની જીંદગી, એજ ગુન્હાની છબી, એજ કસુરની ખેતી. જે દેવોના અદલ ઈનસાફની કોરટ (નો ચુકાદો) તે આજ. તે કોરટમાં વકીલની વકીલાત કામ આવતી નથી.

૩ વિચાર કરૂં છું તો, મનની ઇચ્છા તો પ્રભુની હજુરમાં જઈ તેના ચરણુની સેવા કરવાની છે. પણ તેને માટે મારી લાયકી રહી નથી અને મારી સિકલ તો ગુન્હેગારની સિકલ બની રહી છે.

૪ મારા મનની સ્થીતી દીલગીરીના દરીયાના તોફાન જેવી છે. તેમાં દયાળુ પરમેશ્વરની દયાની ઝલકી કોઇક વખત પળભર દેખાઈ આવે છે.



६३

## राह—गजल पीलु जिल्लो.

मुलक यह कौन कहेलाता
जहां आके सबी जाता
अपाना कर जुदा होता
जमा कर ले नहिं जाता— मुलक०

१ मुसाफीर का लगा डेरा
उसे कहेता यह घर मेरा
जबी तनहा चला जाना
तबी होता चचा नाना— मुलक०

२ पकड समशेर बना राजा
नहिं उस हाथ सिर ताजा
किताबे पढ बना काजी
नहिं उस हाथ कोई बाजी— मुलक०

३ सबी चाहता है लेना सुख
तबी मीलता सबीको दुःख
सबी चहाता है जीना खुब
नहिं मरना रहे तहकुब— मुलक०

४ मुलक यह जालका फंदा
फसे नहिं कोई नर बंदा
रहे जल बिच कमल नाई
करे सब काम तलप सांई— मुलक०

## ૬૩

## જાળ

આ મુલક કયો કહેવાય છે કે જ્યાં આવી બધા પાછા જાય છે, જ્યાં પોતાનું કરી બધા જુદા થાય છે, જ્યાં ભેગું કરી સાથે કોઇ લઇ જતું નથી ?

૧ જે મુસાફરના મુકામો છે તેને કહે છે કે મારાં ઘર છે. જો કે એકલાં ચાલ્યા જવું છે, તો પણ કોઇકનો કાકો ને કોઇકનો નાનો થાય છે.

૨ જે તરવાર પકડી રાજા બને છે તેનો માથાનો મુગટ તેના હાથમાં નથી. જે ચોપડીઓ વાંચી કાજી બને છે તેની કોઈ બાજી તેના હાથમાં નથી.

૩ બધાંને સુખ જોઇએ છે, પણ બધાંને દુઃખ મળે છે; બધાંને જીવવું ગમે છે, પણ મોત રોકાતું નથી.

૪ આ મુલક જાળનો ફાંસો છે. કોઇક વીરલોજ તેમાં ફસાતો નથી. તે જળકમળવત રહે છે અને બધું કામ કરવા છતાં તલપ પ્રભુમાં રાખે છે.



## ૬૪

## राह–गजल पीलु जिल्लो

भुला हुं राह मैं मेरी
अपाने मुलक जान ी
नजर कोई नहिं आता
बताके ले दुआ मेरी— भुलाहुं०

१ नहिं मालुम मैं कहां चुका
किधरसें मैं ईहां आया
सबी लगता नया ःजको
नहिं देखुं कहीं ःजको— भुलाहुं०

२ भरोसा एक बड भारी
जिन्हे अबतक कीई यारी
प..डले हाथ बतावेगा
सडक सीधी चढा देगा— भुलाहुं०



## ૬૪

## મુસાફર—ભુલો પડેલો.

અરે! હું મારે પોતાને દેશ (પ્રભુના ધામમાં) જવાનો મારગ ભુલ્યો છું. એવું કોઈ નજરે નથી પડતું કે જે મને મારો મારગ બતાવી મારી આશીષ લે.

૧ મને ખબર નથી કે હું મારગ ક્યાં ચુક્યો, ને અહિં ક્યાંથી આવ્યો. અહિં તો મને બધું નવું લાગે છે. (હે પ્રભુ!) તને હું ક્યાંઇ જોતો નથી.

૨ હશે, મને મોટો ભરોંસો એક એનોજ છે, જેણે આજ સુધી મને મદદ કરી છે. તેજ મારો હાથ પકડી મને મારગ બતાવી દેશે અને મને સીધી સડકે ચઢાવી દેશે.



६९

## राह—माढ.

हो मुसाफिर मनजी
बच चलना दुनीयामें— हो०

१ पहेले बचना तन इंन्द्रिसें
बैठी मुंह पसारी
विषय भोगका लालच देके
करत जन्म खुआरी— हो०

२ दुसरे बचना मन इंन्द्रिसें
पडदापोश सीहानी
तृष्णा दोरी बांधके डालत
लख चोरासी घानी— हो०

३ तिसरे बचना अहंभावसें
बैठत बन मठधारी
पाप पुण्यकी गठडी बांधी
दरदी मरत शिर भारी— हो०



૬૫

## મુસાફર—મનજી.

હે મનજી મુસાફર! તું આ દુનીયામાં સાચવીને ચાલજે.

૧ પહેલાં તો તું શરીરની ઇન્દ્રીઓથી સાચવજે, કે જે હાથ પહોળા કરી બેઠી છે, અને જે વિષયભોગની લાલચ આપી તારો જન્મ નકામો કરી નાંખે છે.



हुई शाम नहीं अब दिन रहा, आस्ते मुसाफीर कदममें !

૨ બીજે નંબરે તું મનની ઇન્દ્રીઓથી સાચવજે, કે જે ડાહી થઈ પડદા પાછળ સંતાઈ રહે છે અને આશા તૃષ્ણાની દોરી બાંધી જીવને લક્ષચોરાશીની ઘાંણીમાં નાંખે છે.

૩ ત્રીજે નંબરે તું અહંભાવથી સાચવજે, જે મહાધિપતી બનીને બેસે છે અને જે પાપ પુન્યની પોટલી બાંધી, હે દરદી ! પોતાના માથા પર મુકી ભારે મરે છે.



६६

## राह—गजल झींझोटी.

हुई शाम नहिं अब दिन रहा
आस्ते मुसाफेर कदममें
एक पलमें दम रह जायगा
मत मान मगरब ने सुबे— हुई०

१ कस कमर तैने की मजल
रख भूख प्यास मौला फजल
देखा नहिं धूप छांहको
गुलतान हो दौडा सचम— हुई०

२ ईस तोर बीती जिन्दगी
मारा फिरा तुं जहानमें
आई जईफी बदनपें
मन भर गुनाके रंगमें— हुई०

३ एक बात मैं तुजसें कहुं
लिख रख तुं अपने दिलमें

**कर कुच अब उलटी सफर**
**सुलटी जो चाह घरी म—　　हुई०**

# ૬૬

## મુસાફર—સાંજ.

હે મુસાફર! હવે સાંજ પડી છે. દીવસ રહ્યો નથી માટે તું ધીમો પડ. તારો સ્વાસ એક પળમાં ચાલતો અટકી જશે. તું સાંજને સવાર ન સમજીશ. (ઓ દુનીયાના જીવ મુસાફર! તારી જીંદગી આખર થવા આવી છે માટે તારા મનને ધીમું પાડ. એક પળમાં તું મરી જઈશ. તારા ઘડપણને તું બચપણ ન માનીશ.)

૧ તેં (દુનીયાની) મુસાફરી કમરકશીને કરી છે, ભુખ તરસ ગણકાર્યાં નથી, તડકો છાંયડો જોયો નથી. ઓ પ્રાણી! તેં દુનીયા પાછળ ઘેલા થઈ દોડ્યા કર્યું છે.

૨ તારી જીંદગી આમ વ્યતિત થઈ ગઈ છે. તું દુનીયામાં માર્યો માર્યો ફર્યો છે. શરીર ઉપર ઘડપણ આવી ગયું છે, પણ તારૂં મન તો ભરજુવાનીના રંગરાગમાંજ રહ્યું છે.

૩ હે મુસાફર! તને એક વાત કહું છું તે તારા દીલમાં લખી રાખજે. હવે તું મોં ફેરવી અવળું ચાલવા માંડ કે જે પ્રભુને સવળું પડશે. (દુનીયા તરફ પીઠ ફેરવી મોંઢુ પ્રભુ તરફ કરી ચાલવા માંડ, દુનીયાને ભુલી પ્રભુને સંભારી ચાલવા માંડ).

૬૭

## राह—माढ.

प. चाना नहिं तैं
दुनीया मुसाफरखाना;
पंथीका मेला
सब दो दिनके मिजबाना— प. चाना०

१ कोई आज कोई कल चल देता
अपनी म्याद बिताई
बीच लगाई बडी भावना
रह गई जांकी तांही— प. चाना०

२ लगा बजार सौदा कुछ करले
संग चले जो भाई
वख्त मिलेगा फिर नहिं ऐसा
जिस्में होय कमाई प. चाना०

३ चोर लुटारे बहुत फिरत हैं
गाफिल मत तुं रहेना
नेकी गंठरी दाब सिराने
दरवी खटकसें सोना पहचाना०



૬૭

## મુસાફરખાનું.

(અરે ભાઇ!) તેં જાણ્યું નહિં કે આ દુનીયા મુસાફરખાનું છે? એ તો મુસાફરોનો મેળો છે? અને એ બધા અહીં બે દીવસના મેહમાન છે?

૧ પોતાની અવધ પુરી કરી, કોઈ આજ તો કોઈ કાલ ચાલતું થાય છે. તે દરમીયાન દુનીયામાં મોટી છાવણી નાંખે છે, પણ તે જ્યાંની ત્યાં પડી રહી જાય છે.

૨ (અરે ભાઈ!) આ દુનીયામાં જે બજાર લાગેલો છે તેમાંથી તારી સાથે આવે એવી કાંઈ (સત્કર્મરૂપી) ખરીદી તું કરી લે. આવો વખત (મનુષ્ય દેહ) તને ફરીથી નહિં મળે, કે જેમાં આગળને માટે કમાઈ થઈ શકે.

૩ અહીં (માયારૂપી) ચોર લુંટારા બહુ ફરે છે. માટે હે ભાઈ! તું ગાફીલ ન રહીશ. તારી નેકી (સારાં કૃત્ય) ની ગાંસડી માથા નીચે દાબી, ઓ દરદી, મનમાં ખટક (ફીકર) રાખી તું સુજે.



## ६८

## राग—जोगी.

मेहमान हो जग रहेना
दिल नहिं कीसीको देना— मेहमान०

१ जमीं बिछाना जग घर जिस्का
चांदनी लगी असमाना
चुन चुन साज सजावट कीन्हि
वो घर तुं मीजमाना— मेहमान०

२ पवन पंखा डालत जिस घर
धोवत मेल जहां पानी
दीप प्रका। जहां सुरज चांदा
वहां तेरी मां॰ मानी— मेहमान०

३ मालीक जग घर जहां बसत है
बास तहां है तेरा
मत फसा म मान गी रीं
घर नहिं दरदी यह तेरा— मेहमान०

૬૮

## મેહમાન.

હે ભાઈ, આ દુનીયામાં તું મેહમાન (મોહ વગરનો) થઇને રહેજે. તારૂં દીલ કોઇને આપીશ નહિં.

૧ જે (પ્રભુ) ના જગતરૂપી ઘરમાં જમીન બીછાનું છે, અને આકાશ ચંદરવો છે, જેમાં વીણી કાઢેલી ચીજોથી ઘર શણગાર્યું છે, એ ઘરમાં હે ભાઈ! તું મેહમાન છે.

૨ જે ઘરમાં પવન પંખો નાંખે છે અને પાણી મેલને ધોએ છે, જ્યાં ચન્દ્રને સુરજ (દીવા થઈ) અજવાળું આપે છે, તે ઘરમાં તારી મેહમાનગીરી છે.

૩ હે પ્રાણી! જો જે ભુલતો. તારો નીરંતરનો વાસ તો જ્યાં આ જગતરૂપી ઘરનો માલીક વસે છે ત્યાં છે. (આ જગતની) મહેમાનગીરીમાં (એટલે મોહમાં) તું ફસાઈશ નહિં. ઓ દરદી! આ તારૂં ઘર નથી.

## ६९

## राह—गजल—झींझोटी.

छूटी चाहता गांठ अब
दुनीयाकी मोहोबतकी बंधी
मुश्काल बडीथी छुटनी
कई जन्मोंकी जो संधी— छूटी०

१ ले गांठ यह फेरा फिरा
अपनाही अपना देखता
चल कुच जब अपने किया
म्होबत मिनारा गिर गया— छूटी०

२ मस्तोंको हरकोई चीज पर
रखना नजर गिनके अमर
करना [illegible] सफर
गिरना जहरे बिन जिकर— छूटी०

३ न्यामत तुं प्याला प्रेम समज
मत ढोलदे जिस्में है हरज
रख छोड भरा दिल कर गरज
महोबतको देने कर अरज— छूटी०



## ૬૯

## મોહ—ગાંઠ.

અરે! આ મારી દુનીયાના સ્નેહની બંધાએલી ગાંઠ હવે છુટવા ચાહે છે. તે છુટવી બહુ મુસ્કીલ હતી, કારણ તે ઘણા જન્મોથી સંધાયેલી હતી.

૧ એ ગાંઠને લઈ હું આ જનમ મરણના ફેરા ફર્યો અને મેં બધાંને પોતાનાજ જાણ્યાં. પણ જ્યારે પોતાનાએ ચાલવા માંડયું ત્યારે મારો મોહનો મીનારો નીચે પડયો.

૨ હે જીવ! નાશવંત કોઈપણ ચીજને અમર માની તેના પર નજર ચોટાડવી એ હવાની મુસાફરી કરવા જેવું છે. તેમાં તો બીન તકરારે પડવું જરૂર છે.

૩ હે ભાઈ! પ્રેમના પ્યાલાને તું એક ન્યામત ચીજ સમજ. જેનાથી નુકસાન ઉત્પન્ન થાય તેના ઉપર તે પ્યાલો ઢોળીશ નહિં. મનમાં એનો ખપ માની આખરે પરમેશ્વરને અરજ કરી આપવા માટે, એ પ્યાલાને દીલમાં ભરેલો રાખી મુકજે.



૭૦

## राह—गजल ढींझोटी.

मुंह फिर गया उस ओर कों
ईस ओर नजर उठती नहिं
पैर जा गिरा एक घोर में
दिल दोड तबी छुटती नहिं— मुंह०

१ म्होबत लगी ईस जहानकी
तोतेको पींजरा सानकी
पींजरा मेरा घर है सही
उडना मुझे आता नहिं— मुंह०

२ ले जायगा कर जोरकों
कोटवाल जैसे चोरकों
देखेगा तब उस ओरकों
छोडेगा दिलकी दौड कों मुंह०



## ૭૦
## મોહ—મોડું.

હે જીવ, તારૂં મોં પેલી (મરણ) તરફ થઇ ગયું પણ તારી નજર આ (દુનીયા) તરફથી ખસતી નથી. એક પગ ઘોરમાં જઈ પડયો પણ મનની દોડ મટતી નથી.

૧ જેમ પોપટને પાંજરાની, તેમ માણસને આ સૃષ્ટીની મોહબત લાગી છે.
પોપટ કહે છે કે પાંજરૂં મારૂં ઘર છે તેમાંથી ઉડતાં મને આવડતું નથી.

૨ જેમ કોટવાળ ચોરને લઇ જાય છે તેમ જ્યારે યમ તને જોર કરી લઈ જશે, ત્યારે તું પેલી તરફ જોઇશ અને મનની દોડને છોડીશ.



## ૭૧
## राह—भैरवी.

काहेको सतावे तुं मैं हुं जोगी—काहेको०

१ जोगी हुं मैं जनमका
जगसें न मेरा काम
भूला हुआ ईह आ चढा
मेरा नहिं यह ठाम— काहेको०

२ मुसाफिरका लगा डेरा
जाना सहि कल आज
साथी नहिं कोई जियका
मेया सबी ताराज— काहेको०

३ लेके प्याला प्रेमका
फिरा मैं गामो गाम
पीनवाला नहि मीला
दरदी चला अब धाम— ...हेको०



૭૧

## માયા—જોગી.

ઓ માયા! તું મને શું કરવા સતાવે છે? હું તો જોગી છું.

૧ હું જન્મથી જોગી છું. દુનીયાથી મારે કામ નથી. ભુલો પડેલો હું અહીં આવી ચઢ્યો છું. આ મારૂં સ્થાન નથી.

૨ આ (રહેવાનાં ઘર) બધાં મુસાફરના તંબુ ઉભા થયા છે. તેમાંથી કોઇને આજ તો કોઇને કાલ જવાનું એ નક્કી છે. જીવનો કોઈ સગો નથી. બધી દુનીયા વેરાન છે.

૩ હું પ્રેમનો પ્યાલો લઇને ગામેગામ ફર્યો. પણ તેને પીવાવાળો કોઈ મળ્યો નહિ. દરદી હવે પોતાને ધામ જાય છે.



૭૨

## राह—गोडी त्रिताल.

जानी माया कूडीरे
तज दीई मैं— जानी०

१ ललचावे लपटावे मारे
डारे लाख चारा गीरे— तज०

२ मोह ममत यह माया मानी
दीनी सान फकीरी में— तज०

३ दास दरदीका दूर भया दुःख
माया सुख बीसारी रे— तज०



## ૭૨

## માયા—કૂડી.

અરે ! માયાને, મેં છળકપટની ભરેલી જાણી, તજી દીધી.

૧ એ માયા તો મનુષ્યને લલચાવે છે, ફસાવે છે, મારે છે અને આખરે લખચોરાશીમાં નાંખે છે.

૨ મેં તો મોહ અને મમતાને એ માયાના સ્વરૂપ માની, ફકીરીમાં ઘોળી દીધાં (વૈરાગ્યથી મોહમમતાનો નાશ કર્યો).

૩ માયાનું સુખ વીસારે પડવાથી દાસ દરદીનું દુઃખ દૂર થયું.



## ૭૩

## राह—गजल झींझोटी.

मालुम नहिं मुझको अभि
कई रोज रहना है यहां
बाकी रहा है समझना
रोजगार जो मैंने कीया— मालुम०

१ आया जो ले मैं साथमें
पाया सबी मैं हाथमें
आगे कमाई क्या कीया
जाना मैं चलाता हुं जीया— मालुम०

२ जर जोरु इज्जत जो मीली
खिलवाई सब यहांकी खीली
व ंकी सरीगत फकही
नेकी बदी जो कर लीई— मालुम०

३ वहांका यहांका ठीक कर
सौदा लगा अब देखता
कतवारकी धोलाई में
जिन् गी खुवारी मैं कीया— मालुम०

४ जो कुछ रहा है वखत अब
चल समज तो है बहुतभी तब
मुश्कील नहिं यह चिज समज
सच्ची लगी जो दिल तलप— मालुम०



## ૭૩

## રોજગાર.

મને ખબર નથી કે હજી મારે કેટલા દીવસ આ દુનીયામાં રહેવું છે. મે આ દુનીયામાં જે ધંધો કર્યો, તેનો નફોટોટો સમજવો મારે હજી બાકી રહ્યો છે.

૧ જે આગલી કમાઈ હું સાથે લઇને અહીં આવ્યો, તે બધી મેં આ જીવનમાં ભોગવી. હવે આગળને માટે શી કમાઈ કરી, તે, હે જીવ, હું જાણવાને ઇચ્છું છું.

૨ પૈસો, સ્ત્રી, આબરૂ, જે કાંઈ મને મળ્યું, તેથી અહીંની વાડી ખીલી. પણ તેમાંથી સાથે આવવામાં તો માત્ર, મેં જે કાંઇ સારૂં ખોટું કામ કર્યું, તેજ રહ્યું.

૩ ત્યાંના કામની અને અહીંના કામની રકમ તપાસી હું જ્યારે સરવૈયું કાઢું છું, ત્યારે જાણે કાદવ ધોવામાં ( નીરર્થક કામો કરવામાં ) મેં મારી જીંદગી બરબાદ કરી એમ મને લાગે છે.

૪ હશે. હજી જે કાંઇ વખત હવે રહ્યો છે તે જો સમજીને ચલાય, તો બગડેલું સુધારવા માટે ઘણો છે. અને જો દીલમાં તેના રૂપી તલપ લાગે, તો એ સમજીને ચાલવું મુશ્કીલ નથી.



૭૪

## राह–शींशोटी जिल्ही क ाला।

खेले तुं बाजी उंधी पकड के चाल
डारे तुं पासा बायां हाथ ।न ाल—खेले०

१ मरनो आछो तैं डार्यों पाछो
जीनो बुरो तैं कीन्हो चूरो
बहुरेकी चाल बेताल— खेले०

२ मारन चहीये मनको पहेले
तन मरनेसें मोत न पहीये
सब गलतीहीको ख्याल— खेले०

३ जाने नहिं कुछ जहां जान ो
जाने सब जहां नहिं रहेनेको
बहिरा गावे बजाई गाल— खेले०

४ फिर बैठ अब सन ल होई
दाव दिए प्रभु दिल परोई
हारी बाजी देत जीताई— खेले०



## ૭૪
## બાજી.

હે પ્રાણી ! તું બાજી ઉંધી ચાલથી રમે છે. તું પાસા ડાબા હાથથી નાંખે છે.

૧ સમજીએ તો મરવું સારૂં છે, પણ તેને તો તેં પાછળ નાંખ્યું છે. સમજીએ તો જીવવામાં સાર નથી, પણ તેને તો તેં આગળ મુકી (ભોગવી) ભુકો કરી નાંખ્યો છે. ( પણ એમાં નવાઈ નથી. ) ગાંડા માણસની ચાલ તો તાલ વીનાની જ હોય છે.

૨ અરે જીવ ! તારે પહેલાં તો મનને મારવું જોઇએ. કારણ શરીરના મરવાથી મોત મળતું (જન્મમરણ ટળતું) નથી. મનુષ્યનો બધો વીચારજ ભુલ ભરેલો છે.

૩ જ્યાં જવાનું છે, ત્યાંનું કાંઇ તું જાણતો નથી. જ્યાં રહેવું નથી, ત્યાંનું તું બધું જાણે છે. જેમ બ્હેરો ગાલ વગાડીને ગાય તેમ તારે થયું.

૪ અરે ! હવે તું તારૂં મોં ફેરવી પ્રભુ તરફ સનમુખ થઇને બેસ, તેનામાં તારૂં દીલ પરોવ, એટલે તે તને દાવ આપશે. અને તું હારી ગયો છે તે બાજી તને જીતાડી પણ દેશે.



## ૭૫
## राह–गजल झींझोटी.

खलकतकी दौलत जो मीली  
बरकत कफनपें आखरी  
ुल्फोमें खुश्बो महकती  
मिट्टी सरीगत साथरी— खल .त०

१ आदमको हरको चीजका
आखिर नतीजा है फना
जो है सो है दो रोजका
जर जोरु जोबन जहांपनाह— खलकत०

२ तिलस्मात् है बरबादवी सब
है गनीमत नूर खुदाही तब
उस नूरमें अकल है गजब
यह जिन्दगी कुछ चीज अजब—खलकत०

३ लाजम है आदमको जरुर
करना कोई ऐसा काम गरुर
जिस्मे मिटे मरना फिकर
अल्लाही आदमको जिकर— खलकत०



૭૫

## ક્ષણભંગુર.

મનુષ્યને આખી દુનીયાની દોલત કદી મળી, પણ છેવટ તેના શબ ઉપરના કપડામાં તેનું બધું આવી રહેવાનું. ભલે તેના વાળના જુલ્ફાંમાં સુગંધી મહેકી રહેતી હોય, પણ તેનો આખરનો સાથરો તો માટીમાંજ થવાનો.

૧ મનુષ્યથી માંડીને બધી ચીજનું આખર પરીણામ તો કાંઈ નથી. જે દેખાય છે તે બે દીવસનું છે, શું પૈસો, સ્ત્રી, જુવાની, કે રાજ્ય.

૨ આવી રીતે આ બધું જાદુના જેવું ને નાશવંત છે ખરૂં, પણ તેમાં ઈશ્વરી તેજ છે તે અમુલ્ય છે. વળી તે તેજમાં જે અક્કલ છે તેણે તો હદ વાળી છે. એકંદર આ જીંદગી કોઈ અજબ ચીજ લાગે છે.

૩ જો આમ છે તો માણસને જરૂર ઘટે છે, કે તેણે કોઈ એવું પુરૂષાર્થનું કામ કરવું કે જેથી મરવાનો ભય ટળે અને જીવ તથા શિવનો ઝઘડો મટે.



૭૬

## राह–गजल–झींझोटी.

आश्नाई मत कर जिन्दगी
जिन्दगी कीसीकी हुई नहिं
आश्नाई कर तुं बंदगी
बंदगी सबीकी हुई सही— आश्नाई०

१ आदम नतीजा जिन्दगी
फिरस्ता नतीजा बंदगी
जिसमें तेरी राजी रही
करले तुं सौदा वो सही— आश्नाई०

२ बंदगीका बेडा दूर है
जिन्दगीका करना चूर है
पीले बीना नहिं तेल है
और बंदगी सब खेल है— आश्नाई०

३ जिन्दगीमें होती बंदगी
तनाही हांसल जिन्दगी
नहिं तो न कौडी कामकी
दरदी न जुती चामकी— आश्नाई०

૭૬

## જીંદગી—બંદગી.

હે ભાઇ! તું આ જીંદગીનો ઇશક ન કર. કારણ જીંદગી કોઇની થઇ નથી. તું ઇશ્વરની બંદગી (પ્રાર્થના) નો ઇશક કર. કારણ બંદગી તો સૌની થઈ છે.

૧ જીંદગીના ઇશકનું પરિણામ મનુષ્ય યોની છે. બંદગીના ઇશકનું પરિણામ દેવ યોની છે. હે ભાઇ! એ એમાંથી તને ઠીક લાગે તેનું ગ્રહણ કર.

૨ (પણ જોજે) બંદગીનું ઘર (પાસે નથી પણ) દુર છે. એમાં જીંદગીનો ચુરો કરી નાંખવો પડે છે. જેમ તલને પીલ્યા વીના તેલ મળતું નથી, તેમ જીંદગીને ચુરો કરી નાંખ્યા વિનાની બંદગી તો માત્ર રમત છે.

૩ જીંદગીમાં બંદગી થઇ શકે છે, એ જીંદગીનું મોટું સાર્થક છે. બંદગી વીનાની જીંદગી તો કોઠી કામની નથી. ઓ દરદી! તેવી જીંદગી તો જોડાના ચામડા સારૂ પણ ઉપયોગી નથી.



૭૭

## राह—माढ.

प चाना नहिं तैं
है काया बं ।खाना
पींजरेका तोता
तुं है बं ।वाना— प चाना०

१ कर्म भोग बेडी जडी तनमें
बिन भोगे नहिं छुटकारा
हुकम ।चना जब जान ।
नहिं कोई राखनवाला— पहचाना०

२ हाथ नहिं कुछ तोरे तौभी
मालीक बन तुं [illegible]ता
जब लग हो नोकर नहिं चलता
तब लग बंधका बासा— पहचाना०

३ कीये कर्मका कर [illegible]स्तावा
आगेका रख धोखा
[illegible]मरन करले साहेब नामका
दरदी तोड जीय फांसा— पहचाना०



## ૭૭
## દેહ—પાંજરૂં.

હે ભાઈ, તેં જાણ્યું નહિં, કે આ કાયા તો એક કેદખાનું છે ? એ ( કાયારૂપી ) પાંજરાના પોપટ, તેં જાણ્યું નહિં, કે તું એ પાંજરામાં એક કેદી છે ?

૧ તારા શરીર ઉપર કર્મના ભોગરૂપી બેડી જડી છે, તે ભોગ ભોગવ્યા વગર તારો છુટકારો નથી. જ્યારે ઇશ્વરનો હુકમ તારે જવાનો થશે ત્યારે તને ( આ દુનીયામાં ) કોઈ રાખવાવાળો નથી.

૨ જો કે તારા હાથમાં કાંઈ નથી, તો પણ તું (આ દુનીયામાં) ધણી થઇને ફરે છે. જ્યાં સુધી તું નોકર થઇને નહિં ચાલે, ત્યાંસુધી તારો આ ( દુનીયાનો ) બંધરૂપી વાસ કાયમ રહેશે.

૩ તું તારાં કર્યાં કર્મનો પસ્તાવો કર, આગળની ફીકર રાખ અને ઇશ્વરનું સ્મરણ કર. એમ કરી, ઓ દરદી, તું તારા જન્મમરણરૂપી જીવના ફાંસાને તોડ.



७८

## राह—झींझोटी—जिल्लो—दादरो.

चुसा मैं पौढा दांतसें
अवलसें आखि ीं
खारा लगा जब तक मुझे
माना है मीसरी— चूसा०

१ छील छील के मुंह ताराज हुआ
लालच लहेजतकी
होती चली कमती तरह
ख्यालात दिले नहिं— चूसा०

२ कुचाभी मैं छोडा नहिं
गलपन का हो गुलाम
छोडा जबी गलपन मुझे
समजा मैं हो हैवान— चूसा०

३ दिल रंजका जो फायदा
खुश बक्तिमें नहिं
कडवाई की मीठाईजो
मिठाईमें नहिं— चूसा०

४ चहिये मुझे अब कौल दो
मिटाने भूखको
दरकार रही अब जिन्दगी
खप्पर ‧फनसों— चूसा०

५ ‧रना ‧‧कारी चोटसें
जि ले दौड रहा
दौडु मैं अब यह जहानसें
दिल जख्म बहे रहा— चूसा०



## ૭૮

## સ્વાદ—શેરડી.

મેં શેરડીના સાંઠાને મારા દાંતવડે તેના મુળથી તે તેની ટોચ સુધી ચુસ્યો અને જ્યાં સુધી તે મને ખારો ન લાગ્યો, ત્યાં સુધી મેં તેને સાકર જેવો ગળ્યો માન્યો. (આ દુનીયાનો સ્વાદ મને ખારો ન લાગ્યો ત્યાં સુધી મેં ખુબ લીધો.)

૧ સાંઠો દાંતથી છોલી છોલીને મારૂં મોં છોલાઇ ગયું. મને તેના સ્વાદની લ્હેજતની લાલચ લાગી હતી. છોલી છોલીને અગાડી વધતાં જે તેની મીઠાશ કમતી થતી હતી તેનો મનમાં મને ખ્યાલ આવ્યો નહિં.

૨ મેં તો તેના કુચા પણ છોડયા નહિં, એવો હું તેના ગળપણનો ગુલામ બની ગયો હતો. પણ જ્યારે એ ગળપણે મને છોડયો, ત્યારે હું મુરખ સમજ્યો.

૩ અરે ભાઇ, હશે. દીલની દીલગીરીમાં જે ફાયદો છે તે દીલની ખુશાલીમાં નથી. કડવાશમાં જે મીઠાસ છે, તે મીઠાશ મીઠાશમાં નથી.

૪ હવે મારે કરવું પણ શું રહ્યું છે? મારે તો મારી ભુખ મટાડવા માત્ર બે કોળીયા અન્નની જરૂર રહી છે. મારી જીંદગીની જરૂરીયાત મારા કમંડળ ને કોપીનમાં આવી રહી છે.

૫ જેમ શીકારીની ચોટમાંથી બચવા, હરણ જીવ લઇને દોડે છે, તેમ હવે હું આ દુનીયાથી બચવા, નાસી રહ્યો છું. મારા દીલનો ઘા વધ્યો ચાલ્યો જાય છે.



# विविध.

---

७९

## राह–गजल–पीलु जिल्लो.

किस्मत निशानी कामकी
कांटा घडीका ज्यौं सहि
किस्मत सडा बद फेलसें
कांटा अडा घडी मेलसें— किस्मत०

१ कर साफ घडी कांटा चला
कर साफ दिल किस्मत फिरा
मत दे बदी किस्मत जिया
तकसीर कांटा नहिं सींया— किस्मत०

२ फुसलाता आदम आपको
दिखला जोशिन्दा जोशको
पेनेमें मुंह देखता नहिं
कज्जल नजर आता नहिं— किस्मत०



૭૯

## નશીબ—નીશાની.

જેમ ઘડીયાળના વખતની નીશાની માટે તેનો કાંટો છે, તેમ કરેલાં કર્મની નીશાની માટે મનુષ્યને તેનું નસીબ છે. ઘડીઆળમાં મેલ થવાથી જેમ કાંટો અટકી જાય છે, તેમ દુષ્કર્મથી નશીબ બગડી જાય છે.

૧ તું ઘડીયાળને સાફ કર એટલે કાંટો ચાલવા માંડશે. તું દીલને સાફ કર એટલે નશીબ સુધરવા માંડશે. હે જીવ, તું નશીબને દોષ ન દઇશ, કાંટાનો વાંક ન કાઢીશ.

૨ જોષીને જોષ બતાવી માણસ પોતાના પંડને છેતરે છે. કાચમાં મોં જોતો નથી. એટલે મોં ઉપરનો કાજળ નજરે પડતો નથી. (જોષ બતાવી નશીબનો વાંક કાઢી પોતે નિર્દોષ બની પોતાને છેતરે છે. વીચારરૂપી ચાટલામાં પોતાનાં કૃત્યો જોતો નથી એટલે પોતાનો વાંક જણાઇ આવતો નથી.)



૮૦

## राह–खमाचि जिल्लो.

( बतादे सखी कोन गली गयो कहान. )

मैं पोऊं कैसे दोरी बीना की माल
नहिं हाथ ले फेरी जाय— मैं०

१ खोज खोज मैं मनका लायो
रख बराके सतर लगायो
बिन दोरी काम न आयो— मैं०

२ श्रम किन्हे फल होत न नीको
होनहार बिन सरवस फीको
सब खेल कृपा तोहारे ो— मैं०



૮૦

## નશીબ—બળ. ( માળા )

અરે, દોરા વીના હું માળા શી રીતે પરોવું ( નશીબ વીના હું સંજોગોને શી રીતે સાંધું ) ? પરોવ્યા વીનાની માળા હાથમાં લઇ ફેરવી શકાતી નથી ( સંધાયા વીનાના સંજોગો કામમાં લઈ શકાતા નથી ).

૧ માળાના મણકા હું શોધી શોધીને લાવ્યો તેમાંથી સારા સારા વીણી મેં એક હારમાં ગોઠવ્યા, પણ દોરા વીના કામ ન થયું. ( સોધી સોધી સંજોગો મેળવ્યા, તે પદ્ધતીમાં ગોઠવ્યા, પણ નશીબ વીના તે વીખરાઈ ગયા. )

૨ માત્ર મેહેનતથી સારૂં ફળ સાધ્ય થતું નથી. લખીત–વીના બધું લુખું છે. હે પ્રભુ! બધો ખેલ તારી કૃપા પર આધાર રાખે છે.



૮૧

## राह–झींझोटी–जिल्लो–दादरो.

इकबालमें जो नहिं लीखा
कोई देयगा नहिं
इकबालमें जो है लीखा
कोई लेयगा नहिं— इकबाल०

१ आयास बिना आके मिले
ईक्बाल वोहि है
मिलनेमें जो आयास लगे
नहिं ईक्बाल है— ईक्बाल०

२ ईक्बाल कीया नहिं कोईने
तेरा कीया ही है
करदे अभि कुछ काम ऐसा
सहि ईक्बाल है— ईक्बाल०



## ૮૧
## નશીબ—લેખ.

હે ભાઇ ! જે નશીબમાં લખ્યું નથી તે કોઈ આપશે નહિં. જે લખ્યું છે તે કોઈ છીનવી લેશે નહિં.

૧ જે પ્રયાસ વીના આવી મળે તેજ નશીબ. જે મેળવવામાં પ્રયાસ કરવો પડે તે નશીબ નહિં.

૨ નશીબ કોઇનું કરેલું નથી. તેને તેં પોતેજ (પોતાના કૃત્યથી) કર્યું છે. અરે ! હજુ પણ કોઇ સારૂં કામ કરી દે. પછી તારા નશીબની જીતજ સમજવી.



८२

## राह–झींझोटी जिल्लो–दादरो.

देना ऊसे मुश्किल नहिं
जो मिलनेका सहि
देना ऊसे ु ाश्कल है
जो मिलने ा नहिं— देना०

१ देने लेनेका कायदा
कीया है जो किरतार
तोडनेको व चाहाता नहिं
होनेका होनहार— देना०

२ मत सता साहेबको तुं
हो दुःखसें बेजार
करनी कीई सो भोगले
हो आगेको होशीयार— देना०



૮૨

## નશીબ—કાયદો.

જે મળવાનું છે તે આપવું ઇશ્વરને મુશ્કીલ નથી. જે મળવાનું નથી તે આપવું તેને પણ મુશ્કીલ છે.

૧ ઇશ્વિરે આપવા લેવાનો કાયદો ઘડ્યો છે. અને તેથી થવાનું નિર્માણ થયેલું હોવાથી પોતે તે કાયદાને તોડવા માંગતો નથી.

૨ દુઃખથી કાયર થઈ તું ઈશ્વરને સતાવીશ નહિં. જે કરણી કરી છે તે તું ભોગવી લે, અને આગળને માટે ચેતંત થા.



८३

## राह–देशी–जिल्लो.

गिरती मिटीयां मोरे घरकी
लगी हिलन भींत सब जगकी— गिरती०

१ खांड ी द्वार सब ढीले पडत हैं
चोर लुटारे शोर करत हैं
हरि निंद मोरे अंखायन ी— गिरती०

२ गिरद ऊडत भीतर और बाहिर
रंग रोगान उडके भयो आखिर
पनखर बैठी ज्यौं खाखर— गिरती०

३ लींपत गुंपत झाडत झुडत
टेका टेकी छांदत छूंदत
घुन लामी जार जतन ी— गिरती०

४ मोह छुटे नहिं मान्यो जो अपनो
खायो खिलायो हो गयो सपनो
गिर [illegible] नाहक तपनो— गि ती०

५ मन चेत तुं कर तैयारी
जानेमें नहिं होत खुवारी
मीले मोरलीधर गिरधारी— गिरती०



૮૩

### ધડપણ—ઘર.

મારા ઘર (દેહ) ની માટી ખરવા લાગી છે. તેની બધી જગ્યાની ભીંત હાલવા લાગી છે.

૧ તેનાં બારી બારણાં બધાં ઢીલાં પડવા માંડયાં છે, અને ચોર લુંટારા ( વૃદ્ધાવસ્થાના ઉપદ્રવો ) ઘોંઘાટ કરી રહ્યા છે. મારી આંખની નીંદ્રા તેમણે હરી લીધી છે.

૨ દેહની અંદર અને બહાર ધુળ ઉડે છે. ( ચામડીના ) રંગ રોગાન ઉડી જઈ આખર થવા આવ્યા છે. જાણે ખાખરાના ઝાડ ઉપર પાન–ખર રૂતુ બેઠી ન હોય !

૩ દેહને લીંપતે ગુંપતે, ઝાપટતે ઝુપટતે, ટેકા દેતે, છાંદા મારતે, પણ જાણે તેને જારની માફક સાચવણીનો સળો લાગ્યો છે. ( સાચવણીથી ક્ષીણતા રોકાતી નથી. )

૪ જે દેહને માહરી કરીને માની છે, તેનો મોહ છુટતો નથી, જો કે તેને ખાધું ખવરાવ્યું તેતો સ્વપ્ના જેવું થઇ ગયું છે. જો હવે દેહ પડે તો ખેદ કરવો નકામો છે.

૫ હે મન, તું હવે જાગ ( મોહનીંદ્રા છોડ ) અને અહીંથી ઉપડવાની તૈયારી કર. અહીંથી જવામાં તને નુકશાન નથી. ઉલટા ભગવાન મળશે.



૮૪

## राह—गजल झींझोटी.

बातल हुआ सब कामसें
कहेता मैं करता बंदगी
फुसला रहा इन्सानको
फुसलाता मालीक जिन्दगी— बातल०

१ देदार हुआ दफ्फन मेंल
आई जईफी गई सां..ल

सुरत भली करने किसम
बंदगी ( दाकी पे ईसम— बातल०

२ ताकत बदन और जे नकी
देली ल जत चैन की
खोखा रहा सीना गया
अल्लाको समझाने चला— बातल०

३ देना सो पाना है सहि
मकसद यही कुदरत रही
कौडी फुटी दे  ामकी
पाना रहा क्या चीजभी— बातल०



## ૮૪
## ઘડપણ—બંદગી.

જ્યારે બધાં કામ કરવામાંથી તું રદ બાતલ (અશક્તીવાળો) થયો, ત્યારે, ઓ મુર્ખ, તું કહે છે કે, હું ઇશ્વરને ભજું છું! અરે, માણસને તો તું ફોસલાવી રહ્યો. હવે ઇશ્વરને ફોસલાવવા ચાલ્યો.

૧ જ્યારે તારો ચહેરો ઘોર જોગ થયો, તારી ખુબસુરતી ગઈ ને ઘડપણ આવ્યું, ત્યારે ઇશ્વર ભજન કરવા લાયક તારી સુરતના નમુનાનું તો શું કહેવું?

૨ તારા શરીર અને મગજની શક્તી ખરચી તેં એશઆરામનો સ્વાદ લઇ લીધો. હવે જ્યારે સીનાનું જોર ગયું ને દેહનું ખોખું રહ્યું, ત્યારે તું ઇશ્વરને સમજાવવા ચાલ્યો.

૩ ઓ ભાઇ! જેવું આપવું તેવું પામવું. એજ કુદરતનો નીયમ છે. કિંમતમાં ફુટેલી કોડી આપીએ તો પછી લેવાનું શું હોય?



## ८४

## राह–झींझोटी जिल्लो–दादरो.

अलेफ बेके पढनेसें लब्ज़ बांच नहिं सका
तो लब्ज़के पढनेसेंभी क्या होयगा नफा— अलेफ०

१ पढना यहि बढना कदम मंजील काटना
जाके मंजील आपना महबुब पावना— अलेफ०

२ मजहब सबी ईस किस्मका मुश्कल जाचना
खाली रहा जो [illegible]स्तता नाहक मांगना— अलेफ०

३ दबता नहिं जिस्से दरद मुकशा न कामका
मिलता नहिं जिस्सें जलद मुल्लां न मालका— अलेफ०



## ૮૫

## ધર્મ—અક્ષર.

જો તું અલેફ બેના અક્ષર ભણીને શબ્દ વાંચી ન શક્યો, તો શબ્દ ભણીને તું શો ફાયદો કાઢવાનો ?

૧ ભણવું તો એનું નામ કે જે ભણીને આગળ વધાય અને પોતાની મજલ કપાય અને છેવટમાં મજલને છેડે જઈ પ્રભુને મળાય.

૨ બધા ધર્મ, નામે એવા છે કે જેને પરખી જોવા મુશ્કેલ છે. જે માંગવામાં, હાથ ખાલી રહ્યો તે માંગવું શા કામનું ?

૩ જે દવાથી દરદ ન દબે તે દવા કામની નહિં. જે ગુરૂથી ઇશ્વર જલ્દી ન મળે તે ગુરૂ કામનો નહિં.



८६

## राह—गजल—झींझोटी.

मजहब न हो कोई किस्मका
मतलब हमे ऊस्सें नहिं
मालेक नहिं वो किस्मका।
हम तुम सबी एकही सही— मजहब०

१ जुदाई सब यह जहानकी
करनी मुताबिक यांहकी
आखर सबी एक सांहकी
मेफील मिली जब वांहका— मजहब०

२ जंगल जडी कई लग रही
ले तोड तुझे माफक सही
दरदो नहिं सबके वही
मजहब नहिं सब एकही— मजहब०



૮૬

## ધર્મ—જુદા.

ભલેને ધર્મ ગમે તે જાતનો હોય મારે એથી કામ નથી. પ્રભુ બે જાતનો નથી. અમે તમે બધા એકજ છઇએ.

૧ જે જુદાઇ છે તે બધી આ જગતની છે. અને તે અહીંની કરણીને લઇને છે. આખર જ્યારે ઇશ્વરને ત્યાં મેદની મળશે ત્યારે તો બધું એકજ છે.

૨ જંગલમાં ભાતભાતની જડીબુટ્ટી લાગી છે. તેમાંથી તને માફક હોય તે તોડી લે. બધાના રોગ એક નથી તેમ બધા ધર્મ પણ એક નથી.



૮૭

## ગરબી.

મેં તો લીધું છે સત્યનું વ્રત્ત
અસત્યની બાધારે
મન કર્મ વચન સહુ એક
બીજી બધી ગાથારે— મેં તો૦

સાખી.

૧ પ્યારૂં મુજને સત્ય જેમ
અવર નહિં કે તેમ
સત્ય થકી બંધાયેલો
નહિં સત્ય વિનાની રેન— મેં તો૦

૨ સત્યે ચાલતાં દુઃખ જે
આવી પડે શીર તુજ
વેઠી દ્રઢ મન રાખવું
છે વ્રત તપની એ ગુંજ— મેં તો૦

૩ આ વ્રત આખી જીંદગી
પાળવું રાખી પ્રેમ
ઉજવવું પર લોકમાં
જ્યાં સત્યથી કુશળ ક્ષેમ— મેં તો૦



૮૭

### સત્ય વ્રત.

મેં તો સત્યનું વ્રત લીધું છે. મારે અસત્યની બાધા છે. મારે મન, કર્મ, અને વચન સહુ એક છે. બીજી બધી વાત મારે નકામી છે.

જેવું મને સત્ય પ્યારૂં છે, તેવું બીજું કાંઈ નથી. હું સત્યથી બંધાયો છું. મારા પર સત્ય વીના બીજી લગામ નથી.

૨ સત્યને માર્ગે ચાલતાં, માથે જે દુઃખ આવી પડે, તે વેઠી મન દૃઢ રાખવું. સત્યરૂપી તપની એ કુંચી છે.

આ વૃત પ્રેમ રાખીને આખી જીંદગી પાળવું ને પરલોકમાં જઇ તે ઉઝવવું, જ્યાં સત્ય બધી વાતે શ્રેયકર છે.



८८

## राह—झींझोटी—जिल्लो.

मारनेंसें मरना है भला
जीनेसें जीलाना
पीनेंसें पाना है भला
खानेंसें खीलाना— मारनेंसें

१ जब तक तुं जीता खुद लीये
मंजील रही बडी दूर
जबसें तुं जीगा और लीये
कदमों करीब हजुर— मारनेंसें०

२ होना बडा मुश्किल है
न होना उस्से मुश्किल
होना न होना हो रहा
सब कुछ हुआ हांसिल— मारनेंसें०



## ૮૮

## અહું—નાશ.

બીજાને મારવા કરતાં જાતે મરવું સારૂં છે, જાતે જીવવા કરતાં બીજાને જીવાડવું એ સારૂં છે. પોતે પીવા કરતાં બીજાને પાવું એ સારૂં છે, અને પોતે ખાવા કરતાં બીજાને ખવડાવવું એ સારૂં છે.

૧ જ્યાં સુધી તું તારે પોતાને માટે જીવે છે, ત્યાં સુધી તારી મુસાફરીનો છેડો ઘણે છેટે છે. જ્યારથી તું બીજાને માટે જીવીશ, ત્યારથી તું પ્રભુના પગની પાસે પાસે જતો જઇશ.

૨ આ ભાવ થવો ( કે હું બીજાને માટે જીવું છું તે ) બહુ મુશ્કીલ છે. પણ એ ભાવ જતો રહેવો ( હુંપદ જતું રહેવું ) એ એથી પણ વધારે મુશ્કીલ છે. જ્યારે એ બન્ને સ્થીતી શમી જશે, ત્યારે મળવાનું બધું મળી રહ્યું સમજવું.



## ૮૯

## राह–देशी–जिल्लो–त्रेताल.

परदेशी माली भूमी ले पहेचान
फिर बाग लगा बागवान— परदेशी०

१ देह भूमिमें रेती कंकर
भंट चमरीयां कांटे झंखर
सब साहित करनी समान— परदेशी०

२ साफ कीये बिन पेड न लगवो
बिन सींचे जल फुल न खिलवो
कर जन्म मनुष्य प्रमाण— परदेशी०

३ धरि विवेक [illegible] काटो
करि पुरुषार्थ नीके बीज बाटो
हरी कृपासें फल फुल पान— परदेशी०



## ८८
## સંસ્કાર—માળી.

ઓ પરદેશી માળી (જીવ), તું પ્રથમ તારી જમીન (દેહ) ને ઓળખ ને પછી તેમાં બાગ બનાવ.

૧ તારી દેહરૂપી જમીનમાં, રેતી, કાંકરા, ભંટ,• ચમરી, કાંટા અને ઝાંખરાં ભર્યાં છે. એ બધી (દુર્મતીની) સાહીત્ય તારી પાછલી કરણી (સંસ્કાર) પ્રમાણે આવી મળી છે.

૨ જમીન સાફ કર્યા શીવાય (દુર્મતી દુર કર્યા શીવાય) ઝાડ નહિં લાગે (જ્ઞાન નહિં ચોટે). (સતસંગરૂપી) પાણી પાયા શીવાય ફુલ (સુબુદ્ધી) નહિં ખીલે. હે ભાઈ! તારો માનવજન્મ સફળ કરી લે.

૩ વીવેક ગ્રહણ કરી જે તારાં ખરાબ સંચીત છે તેને તું કાપ. પુરૂષાર્થ કરી સારાં બીજને તું વાવ. હરીની કૃપા થયેથી તેમાંથી છોડ ઉગી તેને ફલફુલ ને પાન આવશે.



૭૦

## राह–गजल झींझोटी.

जहां न्याय बिन बातें नहिं
बिन न्यायि होना क्या सबब
बोना सो पाना है जहां
बिन बोए चहाना क्या सबब— जहां०

१ इन्सानका होता बंदर
होता दरखतोंका पत्थर
करनी बिना होता नहिं
देने बिना पाता नहिं— जहां०

२ पैदाई सें कोईथा जईफ
बोके लगा खाना शरीफ
सुरज भी चांदा सब बंधा
बिन बांधे कोई नहिं संधा— जहां०

३ जो है सो तुं करके हुआ
करके तुं होगा औरभी
मालुम नहिं अरजी तेरी
सुनले सिंया बिन न्यायभी— जहां०



૮૦

## કુદરત—મુદત.

જ્યાં મુદત વીના વાત નથી ત્યાં મુદત વીનાના શા માટે થવું ? જ્યાં વાવીએ તેજ મેળવવાનું છે, ત્યાં વાવ્યા વીના મેળવવાની ઇચ્છા શા માટે રાખવી ?

૧ (જીવ) મનુષ્યમાંથી, વાંદરો થાય છે. ઝાડમાંથી પત્થર થાય છે. એ કાંઇ કરણી વીના થતું નથી. આપ્યા–વીના કાંઈ મળતું નથી.

૨ કોઈ જન્મ્યો ત્યારથી ઘરડો હતો ? સીતાફળી વાવીને કોઇએ તરત સીતાફળ ખાધું ? સુરજ ને ચંદ્ર બધા કાયદાથી બંધાયેલા છે. બંધાયા વગર કોઈ સંધાયું નથી.

૩ હે ભાઇ ! અત્યારે જે તું છે તે કરણી કરીને થયો છે. હવે કરણી કરીને એથી બીજો પણ તું થઇશ. એ કોને ખબર છે, કે ઇશ્વર તારી અરજી મુદત થયા પહેલાં પણ ધ્યાનમાં લઈ લે ?



९१

## राह—पीलु—जिल्लो.

जबी वाले सबीका एक
तबी फरजंद सबी नहिं एक
कीयी करनी हुआ तैसा
रहा एक नूर सबी वैसा— जबी०

१ गीरा आस्मान हुआ ईन्सान
बना हैवान रखते रान
मीट्टी परबत भया ना[illegible]न
सबीमें एक वही भगवान— जबी०

२ बदल दानत हुआ नापाक
बदी दानत हुआ बदमाश
सडी दानत सडा संडास
वही मालिक जुदा लब्बास— जबी०

३ मखी ज्यौं चूस सहत करती
फुलोंकी बास क्लिसमोंकी
झलक सब देख मजा करती
अकल तेरी जो दरदीकी— जबी०



## ૯૧
## કરણી—જન્મ.

જો કે બધાનો પિતા એક છે, પણ તેનાં બધાં છોકરાં એક નથી. જેણે જેવી કરણી કરી તે તેવું થયું. બધામાં ચૈતન્ય એક રહ્યું.

૧ જીવ, ઉપરથી નીચે પડી, માણુસ થયો, તેથી નીચે ઉતરી પશુ થયો. જંગલમાં વૃક્ષ થયો, માટી થયો, પર્વત થયો, અને પત્થર થયો. પણ બધામાં ઈશ્વર એકજ રહ્યો.

૨ તારી દાનત બદલાઈ કે તું અપવિત્ર થયો. દાનત બગડી કે તું બદમાશ થયો. દાનત સડી કે તું સંડાસમાં સડયો. બધામાં ઈશ્વર તેજ રહ્યો. માત્ર વેશ જુદો થયો.

૩ માખી જેમ જાત જાતના ફુલોનો રસ ચુસી મધ કરે છે, તેમ એ પ્રભુ! આ ચિત્રવિચિત્ર સૃષ્ટીમાં તારી આપેલી અક્કલથી બધામાં તને નીહાળી દરદી આનંદ કરે છે.



९२

## राह–पीलु–जिल्लो.

भली बुरी लगी सब चीज
नहिं रखत नहिं जो बीज
भली जावे परस्ताना
बुरी जावे दोजख खाना— भली०

१ जहां सब रस रहा एक सांह
वहां एक रस दुजा क्या वहां
सबी रसका व रस दरियाव
बहे उससें मिले फिरआव— भली०

२ कटोरा एक परख तुज पास
भर रस पी समजकी साथ
बना देगा तुझे वैसा
पीये रस तुं अगर जैसा— भली०



૯૨

## ત્રિગુણ રસમય.

બધી ચીજમાં સારૂં નરસું ભર્યું છે. જે બીજમાં નથી તે ઝાડમાં પણ નથી. જ્યાં સારાનું પ્રમાણ વધારે તે સ્વર્ગ. નરસાનું વધારે તે નર્ક.

૧ જ્યાં બધા રસ (ગુણ) એક સરખી રીતે (એટલે પોતાના પ્રમાણમાં) રહ્યા છે, ત્યાં બધું એક રસજ છે. ત્યાં બીજું શું હોઈ શકે? બધા રસોનો ઇશ્વિર પોતે દરીઓ છે. એમાંથી બધા રસ વહે છે ને તેમાં પાછા આવી મળે છે.

૨ હે ભાઇ ! તારી પાસે પરખ રૂપી એક વાડકો છે તેમાં સમજની સાથે રસ ભરી તું પી. જેવો રસ તું પીશ તેવો તને તે બનાવી દેશે.



## ९३

## राह–कौशीया.

घन घन नहिं बुंद स्वाते [illegible]दायां
बन बन नहिं वृक्ष गिरि चंदनायां
तन तन नहिं पंडित कहान कुंवर
मन मन नहिं भक्त नारद मुनिवर— घन०

१ जैसी दूध मलाई काढत दूध कढकर
कुंदन होत अग्निमें पडकर
फुल पेड रस दोह छान कर
मध सब फुल रस चूसी चूसी कर— घन०

२ तैसे बनत मनखा तन दुर्लभ
लक्ष चौरासीमें फिर फिर कर
चल[illegible]न चाहे नभ शशी ऋषि सम
चल यम नियम शम दममें रहेकर— घन०

३ जीत शत्रु मन बुद्धि अंकुश बल
भीतर नाद सोऽहं नित्य सुनकर
आये मिले उसमें रहे [illegible]कर
नाहिं मिले कनवा नहिं कर कर— घन०

४ काल बिता[illegible] कमल जल वत रह
ताक [illegible]ान प्रभु पंकज पद पर

**दुःख बिन सुख नहिं खुब समझकर**
**दरदी उतर भव पार कमर कस— यम०**



## ૯૩

## મનુષ્ય જન્મ.

બધા વરસાદમાં સ્વાતીનક્ષત્રની બુંદ હોતી નથી. બધા વનમાં મલયાગીરી ચંદનનું વૃક્ષ હોતું નથી. બધાંને ત્યાં કહાન કુંવર જન્મતો નથી. અને બધાના મનમાં નારદમુનીના જેવી ભક્તિ હોતી નથી.

૧ જેમ દુધને ખુબ ઉકાળીને મલાઈ કાઢે છે, જેમ સોનું અગ્નિમાં તવાઇને કુંદન થાય છે, જેમ ઝાડનો રસ દોહોવાઇ, છણાઇ, ફુલ થાય છે અને જેમ બધા ફુલનો રસ ચુસાઇ મધ થાય છે,

૨ તેમ લક્ષ ચોરાશીમાં ફરી ફરી આ દુર્લ્લભ મનુષ્યદેહ બને છે. વળી હે ભાઈ, જો તારે આકાશમાં ચન્દ્ર અને સપ્તરૂષીની પેઠે ચળકવું હોય તો યમ, શમ, દમના નીયમ પાળી તું ચાલ.

૩ મન શત્રુને બુદ્ધિરૂપી અંકુશના બળથી તું જીત, રોજ અંદરનો **सोऽहं** નો નાદ સાંભળ, આવી મળે તેમાં વહી, જીવન પુરૂં કર અને જે ન મળે તેની દરકાર ન કર.

૪ આ દુનીયામાં જળકમળવત રહી વખત વીતાવ, પ્રભુના કમળપદ ઉપર નીશાન તાક, ખુબ સમજ કે દુઃખ વગર સુખ નથી. હે દરદી, કેડ બાંધી તું ભવસાગર તર.



९४

## राह—गजल—झींझोटी.

मत बन गुरु हो रहे चेला
जग जड चेतनका मेला
जहां चैतन कीन्ह पसारा
जड रुप धरी कई न्यारा— मत०

१ पशू पक्षी नर अवतारा
वृक्ष भूमी भार अपारा
जड चेतनका सहीयारा
संयोग वियोग उपचारा— मत०

२ बीन जिय जड मृत समाना
बीन जड जिय पवन प्रमाणा
भोग भोगत जिय जड द्वारा
निज करनीका बिस्तारा— मत०

३ घट माल छूट सब जाती
जब चीज समजमें आती
तब शिष्य गुरु नहिं भांति
दरदी सब एकही पांति— मत०



૯૪

## ગુરૂ—ચેલો.

હે ભાઈ, તું ગુરૂ ન થા, પણ ચેલો થઇને રહે. આ જગત, જડચૈતન્યનો મેળો છે. જેમાં ચૈતન્યે જુદા જુદા જડરૂપ ધારણ કરી પસારો કર્યો છે.

૧ પશુ, પક્ષી, મનુષ્યના અવતારમાં, તેમજ ઝાડ અને પૃથ્વી ઉપરની અપાર એવી બીજી ચીજોમાં, જડ અને ચૈતનનું સહીયારૂં છે. અને તેનો ઉપચાર તેના સંયોગ અને વીયોગમાં છે.

૨ જીવ વીના જડ મરેલા જેવું છે અને જડ વીના જીવ પવન જેવો છે. જડની મારફત જીવ ભોગ ભોગવે છે અને એ બધો પોતાની કરણીનો વિસ્તાર છે.

૩ જ્યારે વસ્તુ સમજાય છે, ત્યારે બધી જગતની ઘટમાળ છુટી જાય છે. ત્યારે ગુરૂશીષ્યનો ભેદ રહેતો નથી. ઓ દરદી! બધું એક હારમાં આવી જાય છે.



९५

## राह–[illegible]–गजल.

मुश्केल समजना उस्को
उस्से बडा मुश्किल वो
होता जो जिय जडमेंसों— मुश्किल०

१ जड बी जमी जड बोया
सिंचा जड पानी सों
धूप हवा जड लागी उस्को
उगा छोड जिय होको— मुश्किल०

२ नहिं जिय जमी बी पानी
नहिं धूप हवा ल्यो छानी
जड मिल कहांसे जिय आनी
बिन कारन कार्य न जानी— मुश्किल०

३ रहा वृक्ष मार बी गोता
बी रहा वृक्षमें सोता
जड जिय जिय जड होता
दरदी नहिं छाल न छोता— ः।रेकल०



## ૯૫
## જડ—ચૈતન.

તેને (પ્રભુને) સમજવો તે મુશ્કીલ છે અને જે જડમાંથી જીવ થાય છે તે સમજવું એ એથી પણ વધારે મુશ્કીલ છે.

૧ જડ બી ને, જડ જમીનમાં, વાવ્યું અને તેને જડ પાણીથી સીંચ્યું, વળી જડ તડકો અને જડ હવા તેને લાગ્યાં અને એમાંથી છોડ, જીવ થઇને ઉગ્યો.

૨ જમીનમાં, બીમાં, કે પાણીમાં, જીવ નથી. તેમ તડકામાં કે હવામાં પણ નથી. ગમે તો, એ સર્વેને છણી જુઓ. ત્યારે બધા જડ પદાર્થો ભેગા થઈ જીવ કયાંથી લઇ આવ્યા ? જે કારણમાં ન હોય તે કાર્યમાં આવ્યું જાણ્યું નથી.

૩ બીજમાં વૃક્ષ ડુબકી મારીને રહેલું છે. વૃક્ષમાં બી સુઈ રહ્યું છે. જડ, જીવ થાય છે અને જીવ જડ થાય છે. ઓ દરદી ! જે છાલમાં નથી તે છોતરામાં ન હોય.

